

# શિક્ષા બોધ.


કર્તા

મહારાજશ્રી રૈવારામ ઉર્ફે

**અંબાલાલ હલસુખરામ.**



છપાવી પ્રસિદ્ધ કરનાર,

બારોટ શાવરામ ડુંગરજી

મુકામ દેવઠા ( તાલુકો વીજાપુર )

કીંમત રૂ ૦ ૬-૦

# શિક્ષા બોધ.

કર્તા

મહારાજશ્રી રેવારામ ઉર્ફે

## અંબાલાલ દલસુખરામ.

શ્રી ચોટીઆ તા. બેરાજુ પ્રાંત કડી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બારોટ શીવરામ ડુંગરજી

મુકામ દેવડા ( તાલુકો વીજાપુર )

"ધી સુબોધિની પ્રી. પ્રેસમાં" વૈદ્ય ભગવાનલાલ ત્રિભુવને

માલીકને માટે છાપી, બજારગેટ કોટ—મુંબઈ.

( સર્વ હક્ક સ્વાધીન રાખ્યા છે. )

પહેલી આવૃત્તિ પ્રત ૧૦૦૦

કીંમત રૂા ૦-૬-૦

છ આના ફુલદાર

સંવત ૧૯૭૧. સને ૧૯૧૫.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

# સદરહુ પુસ્તક રચવામાં મદદ કરનારના

# મુબારક નામોની યાદી.



૧ શ્રીયુત શેઠશ્રી કાનજીભાઇ ગોકળદાસ મુંબઇ.

૨ લવાર નંદરાય મુળચંદ શ્રી ચોટીઆ તા ખેરાળુ

૩ શ્રીયુત નર્મદાશંકર સાંકળચંદ શ્રી ચોટીઆ તા ખેરાળુ

૪ શ્રીયુત બાળાશંકર સંપતરામ મુ. પાટણ (ગુજરાત.)

૫ શેઠ હેમચંદ કુંવરજી હાલ શ્રી ચોટીઆ તા. ખેરાળુ

૬ કુંભાર જીવા પુંજા જુલાસણ તા. કલોલ.

૭ લવાર મુળચંદ ઉમેદ મુ ખેરાળુ

૮ બારોટ સોમેશર અમથારામ મુ દેવડા તાલુકો વીજાપુર.

૯ બારોટ દારામ લખમીરામ મુ જગુદણ તાલુકો મેસાણા

૧૦ બારોટ ખંડેરાવ હાથીભાઇ મુ જગુદણ તા મેસાણા

૧૧ બારોટ નારાયણ પીતાંબરજી. મુ દેવડા તા વીજાપુર.

૧૨ વા. રવાજી સદુજી મુ કથરાવી. તા. પાટણ.

૧૩ ચોધરી ચેલાજી મેઠીજી મુ કોટડી તા પાલણપર.



# પ્રસ્તાવના.

મનુષ્યની વૃત્તિ અંત સમયમા જે સ્થળે દૃઢ થએલી હોય છે એટલે વાસના જે ઠેકાણે હોય તે ઠેકાણેજ ફરી જન્મ લે છે તે બાબતમાં ગીતામાં કહ્યુ છે કે—

यं यं वापि स्मरन्भावं त्यजन्त्यन्ते कलेवरम् ॥
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावित: ॥

અધ્યાય ૮ શ્લોક ૬

આ વાકયોના અનુસારે સર્વકાલમા પ્રભુચરણે ચીત્ત રાખવુ જોઇએ. એમ સમજી આ લઘું ગ્રંથમાં જણાવેલી બાબતો લક્ષપૂર્વક વાંચી તેને મનન કરી તેમાંજ અભ્યાસ રાખ્યાથી મનુષ્ય જીવનમુકત થઇ શકે છે.

આ ગ્રથમાં જે જે હકીકત દાખલ કરી છે તે કોઇ માન મેળવવા અથવા મોટાપણુ વધારવાના હેતુ છે એમ કોઇએ સમજવુ નહી પરતુ સર્વ મનુષ્યોનો ધર્મ છે, તથા મનુષ્યે આજ કરવુ જોઇએ, એમ સમજી મન શકિતથી વિચાર કરતાં સાર વસ્તુ ઈશ્વરનુ જ્ઞાન જણાયુ. તેથી તે ઉપર મન લગાવી હમેશ મનન થવાને વાસ્તે આ હકીકતનો સમુહ કરેલો છે કારણ આ જગતના જીવોને કલ્યાણની પરમ ઈચ્છા હોય છે. પરતુ તે ઇચ્છા

શી રીતે શાન્ત થાય ? તેને માટે ઉત્તર મળવો મુશ્કેલ છે અને તેને લીધેજ કર્તાએ આ શ્રમ ઉઠાવ્યો છે. તો તેમાં હસ્તદોષ કિવા બીજી કોઇ પણ પ્રકારની ભુલ હશે તો જેમ હંસપક્ષી દુધ પાણી ભેગુ હોય તેમાંથી દુધ પી જાય છે અને પાણી રહેવા દે છે. તેજ પ્રમાણે સાર વસ્તુ આપ સરવે વાંચકો ગ્રહણ કરશો.

જીંદગી ક્ષણભંગુર છે. કયાં સુધી ટકનારી છે તે કોઇ જાણતું નથી. જીવન એવું ક્ષણીક છે કે ક્ષણમા ત્રમા આ દેહ નિસ્તેજ થઇ જશે. પરતુ પછી તે કયા જશે. ને ત્યાં શી ગતી થશે. તે સર્વ અંધકારમાં છે. અને તેના માટે ઇશ્વરી જ્ઞાન જાણવા કહ્યુ છે કે—

काल करे सो आज कर, आज करे सो अब.॥
अबमां पडेगा धब, तो करेगा कब. ॥

માટે મનુષ્ય દેહ મળવો દુર્લભ છે. એમ સમજી સર્વ મનુષ્યોએ પોતાના ચાલુ ભવની શ્રેષ્ટ કમાણી કરી લેવી જોઇએ. અને તોજ મનુષ્ય દેહ ધર્યાનું સાર્થક ગણાય. અને એ પ્રમાણે જે મનુષ્યે ઇશ્વરી જ્ઞાનને જાણ્યું છે તેને માટે વાણી પણ વર્ણન કરી શકતી નથી. કેમકે કોઇ-પણ ઇંદ્રીયની ત્યાં ગમ્યતા નથી. વળી સંસારમાં પણ ઘણાં સુખો પ્રતિદિન ભોગવાય છે પરંતુ તેનુ વર્ણન વાણીથી થઇ શકતું નથી. જેમ ગોળના ખાનારને પુછ-

વામાં આવ કે ગોળનો સ્વાદ કેવો છે ? તે કહેશે મીઠો. પણ મીઠો સ્વાદ કેવો ? બસ ચુપ, વાણી બંધ કેમકે પ્રત્યેક પદાર્થ પોતાની ઉપમા પોતેજ રાખે છે. પણ તેની ઉપમા અન્ય પદાર્થને આપી શકાતી નથી એજ પ્રકારે જેણે મનુષ્ય દેહ ધરી પોતાના આત્માને બ્રહ્માનંદનો અનુભવ કરાવ્યો નથી તેનું જીવન વૃથા છે. એમ માનવાને અતિશ્યોકિતભરેલુ નથી તેના માટે રૂષિ યાજ્ઞવલ્કય કહે છે કે-હે ગાર્ગિ ?મનુષ્યદેહ મેળવી જે એમનેએમ ચાલ્યો જાય છે અર્થાત બ્રહ્મપાપ્તિ કરતો નથી તે કેવળ આત્મઘાતી છે કેમકે ચોરાશી લક્ષ યોનીઓમાં ધક્કા ખાતા ખાતા મહા કઠીનતાથી આ મનુષ્ય શરીર પ્રાપ્ત થયું છે એને પ્રાપ્ત કરીને પણ જે સાસારિક વિષયવાસનાઓમાંજ પશુસમાન મચ્યો રહે છે તો પછી ઇશ્વરજ્ઞાન માટે બીજો કયો ઉત્તમ દેહ છે ? નથીજ માટે જીવાત્માઓના કલ્યાણાર્થે આ લઘુ ગ્રંથનું હર કોઇ મનુષ્ય સેવન કરશે તો નિશ્ચીત જીવન્મુક્ત થઇ શકશે ! અસ્તુ !

વૈશાખ, કૃષ્ણપક્ષ, પચમી
ભોમવાર ૧૯૭૧.

કર્તા,
મહારાજ રેવારામ
મુ. ચોટિયા.

# ગણપતી સ્તુતી.—દોહરો.

પાર્વંતીના પુત્રને, પ્રેમે કરીને પ્રણામ,
શુદ્ધિ બુદ્ધિ ને આપજો, સાચા સુંદિરશ્યામ

---

વિઘ્નહરો સ્વામી સુઢાળા, ગાઉ મેતો ગરૂવો ગણુપતીરાય,
દુર્બંળ જાણી દયા કરો દાતા, સમર્યે જન્મમરણુ મટી જાય
વિઘ્ન૦ ટેક.

ગણુપતી દેવ ગુસાંઇ ગરૂવા, પુજે પાપ દેહીનાં જાય,
નામ લેતાં થાય નિસ્તારો, સમર્યે કરે સુંઢાળો સાહ્ય.
વિઘ્ન૦ ૧

શશિયર ભાણુ લલાટે ઝળકે, પીતા શકર જેની ગવરાં માય,
ઘૃત સિંદુર શીષપર સોહે, ગજાનન ગરૂવો કહેવાય
વિઘ્ન૦ ૨

ફરશી હાથ મુસે સ્વારી, નાયક સુર તેતરીશાં સાહ્ય,
બળવંત જોધ મહા બહુ ભારી, સુરીજન મુનીવર લાગે પાય,
વિઘ્ન૦ ૩

માથે મુગટ છત્ર બહુ શોભે, શુદ્ધિ બુદ્ધિ નારી ચમર ઢોળાય
રેવારામ ચરણનો છે ચાકર, દયા કરો તો અનુભવ થાય.
વિઘ્ન૦ ૪

॥ ॐ ॥

## પ્રાણાયામ એ શું છે ? તેની સમજુતી.

પ્રાણાયામ કરવાથી ઘણાજ ફાયદા છે. જેમ ઘી ખાવાથી શરીરમાં શક્તિ આવે છે એવીજ રીતે પ્રાણાયામથી શરીરની તન્દુરસ્તી સારી રહે છે તેનાથી લોહી પણ સાફ થાય છે શરીરના સરવે રોગો દુર થઇ શકે છે આંખોનું તેજ વધી શરીર સારી રીતે મજબુત થઇ શકે છે અને મનુષ્યની બુદ્ધિ, બળ અને ઉમ્મરમાં પણ વધારો થઇ શકે છે. માટે દરેક માણસે પ્રાણાયામ કરવાની ખાસ આવશ્યકતા છે.

પ્રાણાયામથી શરીરના મળ ધોવાઇ જઇ શરીર શુદ્ધ અને પવિત્ર થાય છે ચીત્ત એકાગ્ર થાય છે. તેથી નીજધામને પ્રાપ્ત કરી શકવા મનુષ્ય સમર્થ થાય છે વળી તેથી ત્રિકાળ જ્ઞાનનું ભાન થઇ આવેલા કાળને બચાવી શકાય છે અને સરવે પાપો બળીને ભસ્મીભુત થાય છે. માટે જ્ઞાની મુનીઓએ પરમાર્થની ખાતર પ્રાણાયામ કરવાની આવશ્યકતા દર્શાવી છે તો તેઓના શુભ પગલે ચાલી આપણે તે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

પ્રાણાયામ એ શું ? પ્રાણ + અયમ. એ બે શબ્દથી પ્રાણાયામ થાય છે. પ્રાણ એટલે જીવ અને અયમ એટલે વિચારવો, એટલે તેનો એકત્ર અર્થ જીવ એ શું છે ? તેનો વિચાર કરવો. એટલે ટુંકામાં આપણે જેને સમાધી કહીએ છીએ. તેનુંજ નામ પ્રાણાયામ એમ સામાન્ય રીતે કહી શકાશે.

રીત—શુદ્ધ અને એકાંત જગામાં પદ્‌માસનવાળી નાહી ધોઈ પવિત્ર થઇને બેસવું અને નસકોરામાંથી સર્વે મેલ કાઢી નાંખી મન તથા ઇન્દ્રીઓને શાન્ત રાખી બેસવું. બેસતા પહેલાં ગળામાંથી કફ, વાયુ, પીત્ત વગેરે ખુંખારા કરી કાઢી નાંખવા પછી ત્રણ આચમન કરી શાન્ત ચીત્તથી બેસવું પછી ડાબા નસકોરામાંથી શ્વાસ જેટલો લેવાય તેટલો લેવો અને જમણા નસકોરા ઉપર અંગુઠો રાખવો અને જ્યારે ડાબા નસકોરામાંથી પવન વહેતો હોય તે વખત જોશથી ખેંચવો પછી બે નસકોરાં બંધ કરી બેસવું અને જ્યારે શ્વાસ ઘણો રૂંધાય ત્યારે ધીમે ધીમે એવો છોડવો કે નાકમાં પુલ મુકયું હોય તે નીચે પડે નહીં તેવો ધીમેથી છોડવો. અને તેવીજ રીતે પાછો જમણા નસકોરામાંથી ચડાવવો અને ડાબુ નસકોરૂ બંધ કરવું. આ રીતે કરતાં કલાક, બેકલાક, ત્રણ કલાક કરતાં શીખાશે એટલે આત્માના ચમત્કારો દર્શાવી આવશે અને તે ચમ

ત્કારોનુ અદભુત્ત ભાન થઇ માણુસ તત્વરૂપને ઓળખતાં શીખશે

પ્રાણુાયામના ત્રણુ પ્રકાર છે. ૧ કુંભક ૨ રેચક ૩ પુરક. કુંભક એટલે શ્વાસને મસ્તકમાં રોકી રાખવો. રેચક એટલે શ્વાસને બહાર કાઢવો અને પુરક એટલે શ્વાસ ને મસ્તકમાં રૂંધવો. વલી તેના ઉતમ, મધ્યમ ને કનીષ્ટ એવા પણુ ત્રણુ પ્રકાર છે તેમાં ઉતમ એટલે આત્માપરમાત્માની ઐકયતા તે તથા આત્મા બ્રહ્મરંધ્રમાં રૂંધાય છે ત્યાં તેને અનેક ચમત્કારો જોવામાં આવે છે અને અનહદ નાદ જે થાય છે તે તેના સાંભળવામાં આવે છે અને અમૃત રૂપી બિન્દુ તેના ચાખવામાં આવે છે તે ઉત્તમ કહેવાય છે અને બીજો મધ્યમ છે એટલે શ્વાસને રૂંધની વેળા શરીર કંપે છે માટે શરીરને તથા આસનને દ્રઢ કરી બેસવુ જોઇએ ત્રીજો કનીષ્ટ છે એટલે ચંચળ મનથી જે કરવામાં આવે છે અને શરીરે પરસેવો ઘણો છુટે છે તે આ રીતે તેના ત્રણુ ભેદ છે આ ભેદનુ યથાશકિત જ્ઞાન મેળવવું તે દરેક મનુષ્યની પ્રથમ ફરજ છે.

હવે બે નસકોરામાંથી સરખો પવન ચાલે છે તેને સુક્ષ્મણા કહે છે તે વખતે બે હાથની આંગળીઓ વતી કાન, નાક, આંખો અને મોં એ દરવાજા બધ કરી શ્વાસને

અંદર ખેચવો, તેમ કરવાથી સમાધી થાય છે. સમાધી એટલે શુ ? સમ+આધી મળીને સમાધી સમ એટલે બરાબર અને આધી એટલે ઉપાધી, કહેતાં દુ ખ એટલે બરાબર દુ ંખ મતલબ કે દુ ખ અને સુખ સર્વે સરખું, તેનુ નામ સામાન્ય રીતે સમાધી કહી શકાય અને તે આત્મા સમાધીસ્થ કહેવાય છે અને એ રીતે ઘણા દિવસ કરવામાં આવે છે તો અભ્યાસ વડે મનુષ્ય નીજસ્વરૂપને પ્રાપ્ત કરી શકે છે તો ફરીથી ચોરાશી લાખ યોની અને આ પંચભુતના થોકડાં સાથે તેનો સબંધ થતો બંધ પડે છે અને ચોરાસી લાખ યોની મટી જઇ મોક્ષને પ્રાપ્ત કરી શકાય છે અને જે જે વસ્તુ સીદ્ધ કરવી હોય તેને તેમાંથી થાય છે માટે તમારાં એટલે આપણા સૌના આત્મીક બળને ઇશ્ર શુભ રસ્તે દોરે ? અને તોજ આ લેખકે લીધેલો શ્રમ સફળ થાય ? અસ્તુ !

પ્રાણાયામની સાથે મુખ્ય સંબધ સ્વરોદયનો છે. માટે તે પણ આપણે જાણવાની જરૂર છે સ્વરોદય એટલે સ્વર + ઉદય સ્વર એટલે શબ્દ અને ઉદય એટલે મુળ એટલે શબ્દનું મુળ શુ ? તે જાણવુ તેનું નામ સ્વરોદય. આ સૃષ્ટિની સરવે રચના સ્વરોદયથીજ થએલી છે. જે કાંઇ સરવે બાબતો છે તે બધી સ્વરોદયનીજ છે માટે તે પણ આપણને જાણવાની જરૂર છે.

## દોહરો.

ધ્યાન કર્મથી બ્રહ્મ હે, મોહ કર્મસે જીવ;
માયા રૂપી મન હે, આપ રૂપ હે શીવ;

અર્થ:—ધ્યાન કરવાથી બ્રહ્મ સ્વરૂપને પ્રાપ્ત કરી શકાય છે અને જયાંસુધી જીવનું જ્ઞાન છે ત્યાંસુધી મોહ છે અને મનનો ભાવ જયાંસુધી મટયો નથી ત્યા સુધીજ માયા નજરે આવે છે અને પોતે નીજસ્વરૂપ શું ? તેને ઓળખે તે શીવ કહેવાય છે.

## દોહરો.

બાળે સ્વરકે કાજ હે, સોમે દીયો બતાય,
દક્ષણા સ્વર કેતો હુ, જ્ઞાન સ્વરોદય ગાય.

અર્થ—બાળાસ્વર એટલે ચદ્ર કહેવાય છે અને દક્ષણા એટલે સુર્ય અને તે બંન્નેની જે ઐકયતા છે તે સુક્ષમણા કહેવાય છે.

## કુંડલીયો.

નમો નમો ગુરૂદેવકું, પ્રણામ કરૂ અનંત,
તુ પર સાદે સુરભેદકુ, સોહી લહો બીચાર.

પરશોતમ પરમાત્મા, પરાપાર જે ધામ;
આદી પુરૂષ અવિચળ તુહી, સોહી નામ સંભાળ

અક્ષર એસો કેત હું, અક્ષર સોહં જાન;
સોહી અક્ષર સ્વભાવ રહી, તુંહી તુંહી મન આન.
તુહી તુંહી મન આન, રાત દીન સુરત લગાવો,
આપો આપ વિચાર તુહી, ઓર શીષ નમાવું.
અગમ નીગમકી સાખ, ઇન બચન બ્રહ્મજ્ઞાનકો,
સત્ય ગુરૂની ભાંખ;

## દોહરા.

ચંદ્ર ચલાવે દીનકુ, રાતે ચલાવે સુર;
નીત્ય સાધન એસા કરે, હોય અમર ભરપુર,
પંચ ઘડી વાયુ ચલે, સોહી દેહનો હોય;
દશ શ્વાસ સુખ મન ચલે, તાહે બિચારો સોહ.
આઠ પહોર દેહનો ચલે, બદલે નહી જો પાન,
તીન વરસ કાયા રહે, જીવ ચલે દેહ છોડ,
ભેદ ગુરૂસે પાઇયે, ગુરૂબીન લહે ન જ્ઞાન,
જોતે ગુરૂ સાચા મીલે, દહે સ્વરોદય જ્ઞાન.
મન ચાહે તબ કાયા રખે, ફીર અમર લોકકુ જાય.
કાલ જીત હરી સું મીલે, શુન્યમે કરે વાસ.
આગે જીને સાધન કર્યા, તરૂ અવસ્થા જાણુ;
કાલજીત જુગમાં રહે, મુનખાયો પીચાન.
દશ દરવાજા ફોડકર, જબ આવે તબ જાય;
સુર્યમંડલ ચીરકે, જોગી ત્યાગે પ્રાણ.

આયુષ્ય મુકિત સોહી લહે, પાવે પદ નીર્વાણ;
કૃષ્ણપક્ષકે મધ્યમે, દક્ષણા હોય જો ભાણ
જાગી પવન નવ છોડીએ, રાજા હોય ફીર આન;
હરી મીલા ભકિત કરે, પુર્વકી પીચાન.
ઉતરાયણુકુ સુરજ લખે, શુકલ પક્ષકે માંહી,
જુગ કાયા તાકી કહે, તામે સંશય નાહી.

ઉપર લખેલા દોહરાનું મનન કરવાથી સ્વરોદય એ શુ ! તેનુ ભાન થઇ શકે છે અને મનુષ્ય સુખી જીદગી ગુજારી શકે છે હવે આપણે વૈરાટ સ્વરૂપ એ શું ? તેનુ જરા અવલોકન કરી લઇએ તે પણ જાણવાની ઘણી જરૂર રહેલી છે

દર પુનમે જે પુરૂષ ઉગતા ચંદ્રમાના સામા ઉભા રહી એટલે આથમણું મોં કરી ઉભા રહી મનને શાંત કરી કામનાને દુર કરી ગુરૂનું સ્મરણ કરી અમર મંત્રનો ઉચ્ચાર કરી સામા સામી સુરતા મારી જોઇ રહેવું એક ઘડી જોઇ રહી સુરતાને ત્યાંથી ડગવા ન દેવી. કેવી રીતે કે માણુસ જેમ બદુકનું નીશાન મારે છે તેવી રીતે એકદમ સુરતાને આકાશમાં મુકવી. તેમ કરવાથી વૈરાટ સ્વરૂપ જોવામાં આવે છે, તેનો રંગ લાલ, ભુરો, સફેદ અને સ્યામ કોઇ પણ દેખાય છે. જો લાલ જોવામાં આવે છે તો તેનું ફળ ઉત્તમ એટલે સારૂંજ

હોય છે અને ભુરો રંગ જુઓ તો તેનું મદ્યમ ફળ છે અને શ્યામ જોવામાં આવે તો રોગ થશે અને સફેદ જોવામાં આવે તો હાણ. તાપ કે દંડ કોઇ પણ થાય છે તે જોતાં જો જમણો હાથ જોવામાં ન આવે તો બધુની હાણ સમજવી. પગ જોવામાં ન આવે તો, ગામના લોકની હાણ સમજવી દાંત જોવામાં ન આવે તો કુટુંબની હાણ સમજવી અને મસ્તક જોવામાં ન આવે તો પોતાની હાણ સમજવી. જો તે આગળથી સાધન કરેલાં છે અને જાણે છે તેવા પુરૂષો તેને જાણી શકે છે અને છ મહિના આગળથી પોતે જાણી શકે છે

કાળ આવવા આગળ એક બે દિવસ હોય તે વખતે ગુફા અથવા વનને વીશે એકાંતમાં બેસી પ્રાણાયામ કરી પ્રાણને ગગનમંડળમાં ચડાવે છે તે વખતે કાળનો વખત થતાં કાળ આવી ફેરા મારી ચાલ્યો જાય છે કાળની મુદત વીત્યા પછી પાછો પ્રાણ નીચે ઉતારી પોતાનું જીવન ગુજારી શકે છે એવી રીને વીરાટસ્વરૂપ જાણી શકાય છે

જે ગુરૂ કરી શોધે છે અને પ્રેમ ભાવ પુરણ રાખે છે, કપટ, કામને લોભ ને ત્યાગી ગુરૂની સેવા કરે છે તેને ગુરૂ સીદ્ધ કરી બતાવે છે.

વૈરાટસ્વરૂપમાં જો ડાબો હાથ જોવામાં ન આવે તો સ્રીની હાણ સમજવી ડાબાં પાંસળા ન દેખાય તો દીકરીની હાણ સમજવી અને જમણાં ન દેખાય તો દીકરાની

હાણુ સમજવી અને પેટ ન દેખાય તો માતાની હાણુ સમ જવી છાતી ન દેખાય તો બાપની હાણુ સમજવી અને નાશીકાની દાંડી ×ઉરલાની ચાંચ જેવી માલુમ પડે તો જોનાર પોતે ત્રણ વરસ રહે અને સુર્યનું પ્રતિબીંબ સાફ દેખાય તો ૨૦ વર્ષ રહે અને પુર્વની તરફ વાદળુ દેખાય તો ૧૫ વરસ રહે પુર્વ અને ઉતર અરધું દેખાય તો અને અરધું વાદળું હોય તો તે ૧૦ વરસ રહે. ત્રણ તરફ ઢંકાએલુ હોય અને પશ્ચિમ તરફ દેખાય તો પાંચ વરસ રહે અને આંસડી જેવું દેખાય અને વચ્ચે કાલા જેવું દેખાય તો છ માસ રહે અને એકલુ ગોળ કે ઘોડા જેવુ દેખાય તો ફકત ૧ માસ રહે

પરિક્ષા બીજી કાન બંધ કરવાથી વાજુ ન સભળાય તો ૭ દિવસ રહે દીવાઉપર હાથ ધરી સુઘવાથી સુગધી ન આવે તો ૧ દિવસ રહે.

પરિક્ષા ૩ જી ગરૂડના વર્ગવાળો આદિતવારના સવારના માંદો થાય તો તે જીવે નહી બીલાડીના વર્ગવાળો સોમવારના દિવસે માંદો થાય તો તે જીવે નહીં. સીહના વર્ગવાળો મગળવારમાં માદો થાય તો તે જીવે નહી. શ્વાનના વર્ગવાળો બુધવારમાં માંદો થાય તો તે જીવે નહીં. અને મૃગ અને મુસો એ બે વર્ગવાળા ગુરૂવારના સવારમાં માંદા થાય તો તે જીવે નહી ઘેટાનાં વર્ગવાળો શુકરવારનાં સવા-

× ઉરલાની=પોપટની.

શ્માં માંદો થાય તો જીવે નહીં. અને સર્પના વર્ગવાળો શનીવારમાં માંદો થાય તો તે જીવે નહીં. ક. ખ ગ ઘ. ડ.—એ પાંચ બીલાડીના. ચ. છ. જ. ઝ ઞ. એ પાંચ સીહના. ટ. ઠ ડ. ઢ. ણ એ પાંચ શ્વાનના. ત થ. દ ધ ન એ પાંચ સર્પના. પ. ફ બ ભ મ એ મુસા (ઉંદરના) ય. ર. લ. વ એ પાંચ મૃગના. શ. ષ. સ હ. એ પાંચ ઘેટાના આ. એ ઉ એ પાંચ ગરૂડના

ઉપર લખેલી બાબતોનો અભ્યાસ કરવાથી વૈરાટ સ્વરૂપ સમજી શકાય છે.

## ગુરૂ શીષ્યનો સંવાદ.

### દોહરા.

હંસ કેતુ વીધી સુતા, વદુ વારંવાર
દાસ જાણી કીરપા કરો, અનુભવનો ભંડાર,
પારવતીના પુત્રને, પ્રેમે લાગુ પાય;
શુદ્ધિ બુદ્ધિને આપજો, ગ્રંથ આ પુરો થાય.

અર્થ=હંસ ઉપર આરૂઢ થએલાં કે કેતુ નામ ધજાની માફક શોભીત–વીધી નામ બ્રહ્મા ને સુતા નામ પુત્રી એવા સરસ્વતીને હુ વારવાર પ્રણામ કરૂ છું તમો કીરપા કરો તો જ્ઞાનનો ઉદય થાય ને વાણી નામ પણ તમારૂ છે તે

વાણી બે પ્રકારની છે ૧ નીરમલ. ૨ મલ સહીત તે બે વાણી છે

કવી કહે છે કે હે પારવતીના પુત્ર પ્રેમે કરીને વંદન કરૂ છું કે તમો શુદ્ધિ બુદ્ધિના સ્વામી છો શુદ્ધિ એટલે ચેતનતા અને બુદ્ધ એટલે જ્ઞાન ને વીચાર એ બેને એકત્ર કરવા તે થાય છે. તો તમો આ એક ગ્રંથને પરી· પુર્ણ કરવા સાહ્યતા રૂપ થઇને શુદ્ધિ અને બુદ્ધિ એ બન્ને આપો તો મારી આ ધારેલી કામના પુર્ણ થાય

ગરીમ પ્રશ્ન—

## દોહરો.

ગરીબ કહે ગુરૂ સત, બે કહ્યા ત્રણ વીચાર,
બે વાણી પ્રેમ કેટલા, મુકો તેનો પાર

અર્થ—ગુરૂ ઉત્તર—મલ એટલે જેમ અંધારૂં થાય છે. તે થોડું હોય એટલે જેમ સ્પષ્ટ જણાય નહીં કેમકે મારગમાં રસી પડી હોય ત તને સપ જેવી અંધારામાં માલુમ પડે છે. કેમકે તેના ઉપર અજવાલુ બીલકુલ પડતું નથી એટલે માત્ર અધારાથીજ રસી છે પણ સર્પરૂપ માલમ પડે છે. ત્યારે તેનું નામ મલ જ્ઞાન છે અને બીજી વાણી નીર્મલ એ મલ રહીત છે. તેનો અર્થ એવો થાય છે કે—ઉપરની રસી (દોરી) જે અજ્ઞાનતારૂપી અધારાથી સર્પરૂપ દેખાય છે. તેજ દોરી ફરી જ્ઞાનરૂપી અજવાળા થી

તેના મ-રૂપ રસીજ દેખાય છે તે શાથી કે જ્ઞાનથી. એટ• નીર્મળવાણી એ જ્ઞાન . . . . . . જે અજ્ઞાન આવી રીતે બે વાણી છે ના માટે ભાઇ? તારા જેવાજ એક સુપાત્ર અને શુદ્ધમનથી સેવા કરવાવાલા શીષ્યે તેના ગુરૂને પ્રશ્ન પુછયા હતા અને તેના ઉત્તર તે બ્રહ્મનીષ્ટ ગુરૂએ ખુલાસારૂપી આપ્યા હતા તે સાંભલ

શીષ્ય—ગુરૂજી! ગુરૂ તે કોણ અને કોને કહેવા તથા તે કેટલી જાતના હોય છે તે સેવકને કૃપા કરીને કહો.

ગુરૂ—અજ્ઞાનતારૂપી અધારાંથી જ્ઞાનરૂપી અજવાળામા જે શીષ્યને લઇ જાય તેનું નામ ગુરૂ ભાઇ જો સભળ. બ્રહ્મનીષ્ટ ગુરૂતો ભાગ્યેજ મળે છે પણ ગુરૂ સાત પ્રકારના હોય છે ૧ નાનપણ એટલે બાલ્યાઅવસ્થામાં શરૂઆતમાં જેને નામ પાડયુ અને જેણે સભાળ રાખીને ૨ બાલ્યાવસ્થામાં જેણે વિદ્યાનો આરભ કરાવ્યો તે ૩ જુવાન વયમાં આવતાં પરેલા જનોઇ ઉપદેશમંત્ર અથવા કોઇબી સારા રસ્તે ચઢાવે છે તે ૪ વૃદ્ધાઅવસ્થામાં પોતાની જાતને જે સતોષ અપાવે અને નીરજન નીરાકાર પરમાત્મા રૂપી જે માર્ગ બતાવે છે ને ૫ જે પોતાના શરીરને દેખે અથવા બોલે છે. અને નીરાકારરૂપ હોય છે કિંતુ સાકાર થઇ પૃથ્વી ઉપર પુજાય છે ૬ હુ ને મારૂ મુકાવી અદ્વૈત બ્રહ્મનો નીશ્ચય કરાવી મનને એકાગ્ર કરાવે છે તે ૭ ભુત, ભવિષ્ય, વર્ત્તમાન એ ત્રણ કાળ

તથા આદિ, અંત, ને મધ્ય તથા સ્થુલ, સુક્ષમ, કારણ અને મહાકારણ એ સરવેને જોડી એકરસ કરાવે છે તે

ચોપાઇ.

શીષ્ય—

ગરીબ કહે સુનીએ ગુરૂસ્વામી, પ્રશ્ન પુછું ચરણે શીશનામી;
નવધા ભક્તિ કહો બખાણી એ જુગમાં કહો કેને જાણી.
ભક્તિ ભક્તિ સબ કોઇ ગાવે, કહો ભક્તિભેદ કેમ આવે;
સોધ્ય પાદ્ધાંત મુજકો બાન વો ભીન્ન ભીન્ન અર્થ કહી સમજાવો

ગુરૂ—

પહેલી ભક્તિ સરવન કીજે જે સુણીને અનુભવ લીજે;
બીજી ભક્તિ કીરતન કહાવે, ત્રીજી ભક્તિ શ્રવણ સોહાવે
ચોથી ભક્તિ પુજન સેવા, પાંચમી ભક્તિ અર્પણ કરવા;
છઠ્ઠી ભક્તિ મીત્રુ જાણો, સાતમી ભક્તિ દાસ પ્રામણો.
આઠમી ભક્તિ નિશ્ચય ધારે ; નવમી ભક્તિ ખીમીઆ વીચારો.

શીષ્ય—ગુરૂ ? હું પુર્વજન્મમાં કયાં હતો અને હું શું કામ કરતો હતો તેનું જ્ઞાન મને નથી તેનુ કારણ કહો અને તેને ખુલાસાથી સમજાવવા કૃપા કરી સેવક ઉપર દયા દ્રષ્ટિ કરો.

ગુરૂ—શીષ્ય ? કંઇક પણ હશે ? શીષ્ય—તેનુ પહેલું જ્ઞાન કયુ ? ગુરૂ—વિદ્યા વગર કઇ પણ આવતુ નથી. શીષ્ય—કોઇ ગુરૂ એવા મળે છે કે—જેનાથી વીદ્યા શીખે. પણ વિદ્યા ન શીખે તો ચારે દીશામા ફર્યાકરે તો પણ

મુંઝાયા કરે અને એની મુંઝવણ કોઇ પણ રસ્તે મટે નહી. અને એવી મુંઝવણથી વિચાર થયા કરે કે—હે પરમાત્મન ? હે ઇષ્ટદેવ ? તમે કયાં છો તમારા પતાનો હજુ પાર પામ્યો નથી. અને થાકીને બેસી રહ્યો છુ. એટલે તેને પોતાની ઇચ્છાથી આપણો સુક્ષ્મ સ્વરૂપ દેખાડવાનો આરંભ કર્યો તેવા વખતે તે પુરૂષ ધ્યાનમાં આવ્યો કે પૃથ્વીનું પાલણ કરવા મારામાં બીરાજમાન છો એવું સમજીને ગુરૂ પાસેથી બ્રહ્મ વિદ્યાનો આરંભ કર્યો ગરૂજી ? મને બતાવો કે પાટી ( સ્લેટ ) શાની બનેલી છે. અને કલમ, દોત અને કાગળ શાનો બનેલો છે અને કઇ વસ્તુ લખવી અને શા પદાર્થથી લખું તે કહો

ગુરૂ—પાટી તે કલેજા રૂપ છે અને હરવખત ચંચળ અને ચપળતાઇ વાળુ જે મન એને કલમ બનાવ અને જેનું રૂપ ગોળ છે તેમ પૃથ્વી ગોળાકાર છે અને પૃથ્વી પંચ તત્વથી બનેલી છે અને તારૂ શરીર એ પણ પંચ તત્વથીજ બનેલું છે માટે તારૂ શરીર તેને તું દોત જાણ. અને વૈરાગ્ય રૂપી કાગલ બનાવ અને પાણી રૂપી મારૂ નામ છે એ લઇને એ પાટીના પર લખ એટલે કલમ દોત બધી વસ્તુ તૈઆર થઇ.

## દોહરો.

શીષ્ય—

નવધા ભક્તિ કહી બખાણી, સુનીએ ગરીબ ચીત્ત લાય;<br>
દશમી ભક્તિ પ્રેમહે, રેવારામ કહે સમજાય.

## ચોપાઇ.

ગુરૂ-પ્રેમભક્તિ પુરણ પદ આપે, ગુરૂ વિશ્વાસ કરી મન થાપે;
પ્રેમ ભક્તિ કરે દૃઢ ભારી, પ્રેમ થકી ગુણકાને ઉગારી.
પ્રેમ ભક્તિ ગોપીચોની કહાવે, પ્રેમ થકી હરી આપહી આવે,
પ્રેમ થકી ગોવીંદ ગીરધારી, પ્રેમ હેત સબ બરજ ઉબારી.
પ્રેમ વશ દવવાદળ પિધા, જળને ગોપી ધેન બાળ ઉગારી લીધા;
પ્રેમ કરી વીદુર ઘેર આએ. નરપત મેવા તજી શાક સોપાએ
પ્રેમ વીના કહું નહી આયા, પ્રેમે પ્રહ્લાદ સ્થંભમા પ્રગટાયાં;
પ્રેમ વીના ઔર નહીં જાનું, રેવારામ સંક્ષેપ વખાણું.

શીષ્ય—હે ગુરૂજી ! આપણે આપણું નામ બતાવવાનુ સામર્થ્ય આપી હવે ઓંકાર શબ્દ બનાવો છો. એ કારણથી આજ મને પ્રશ્ન થયો કે તમારૂં નામ સરવે જડ અને ચૈતન્યમાં વ્યાપીક છે એવા રૂપને પ્રથમ દિવસથી લખવાનો આરંભ કર્યો. એટલે આત્માની ઓળખાણ મલી એટલે તે જાણવાથી મનને સતોષ થયો અને એમ જણાયું કે તે સ્વરૂપ આપનું મારામાં છે. અને સ્વરૂપ આપણા સૌ ભાઇઓમાં છે. એટલુજ નહીં પણ સર્વે સૃષ્ટિમાં છે એટલુ જાણવાથી પૃથ્વીનું પર્યટન કર્યા જેવું થાય છે આપનુ રૂપતો અહીં હાજર છે એ પૃથ્વી ઉપર હું પણ હાજર છુ એટલે આવેલો છું અને વારંવાર જન્મમરણ કર્યા કરૂ છું કે આપનું સ્વરૂપ જુદુ જુદુ એટલે એજ સુધરેલુ અને એજ બગડેલું માલુમ

પડે છે. અને અંત સમે એવા પુરૂષોને સંતોષ હોતો નથી કેમ કે આંખનો એવો સ્વભાવ છે કે સારી સારી વસ્તુઓ જોયા કરે છે. પરંતુ જુદુ જુદુ રૂપ જોવાથી તેનુ મન તૃપ્ત થતું નથી. અને કોઇ પણ રસ્તેથી તેને શાંતી મળતી નથી ત્યારે ગુરૂજી કૃપા કરીને બતાવો કે કલેજાની પાટી બતાવી તો તેનુ તાત્પર્ય શું ?

ગુરૂ--હે શીષ્ય ? તારો પ્રશ્ન ઘણો ગંભીર છે. પણ તું તપાસીને જો કે પરમાત્મા એક અવિનાશી રૂપે રહેલો છે અને તેના ચરિત્ર અનેક છે માટે જ્યાંસુધી પરમાત્માએ શુ ? તેનુ શોધન કર્યું નથી અથવા પરમાત્માનાં નામ, રૂપ, ગુણ અને ચરીત્ર એ ચારની ઐક્યતા જાણી નથી ત્યાસુધી વારવાર જન્મ મરણ થયા કરે છે માટે કલેજા રૂપી પાટી અને મન રૂપી કલમ અને શરીર રૂપી દોત તથા વૈરાગ્ય રૂપી કાગળ ઉપર અવીનાશી સત્ય નામ લખ. જો કે પાણી રૂપી અવિનાશી નામ છે અને કલેજું કાળુ છે તેના ઉપર કોઇ રંગ ચઢતો નથી. અને તે સદાય વીકારી છે અને સદાય વીકારોને ઉત્પન્ન કરવા વાળું છે તેના પર તું અવીનાશી સત્ય નામ લખ. એવુ લખવું જોઇએ કે અગ્નિ બાળી શકે નહીં અને જળ ભીંજવી શકે નહી. અને ખડગ છેદી શકે નહી. એ રીતે લખ.

શિષ્ય—આપ કહો છો કે મારૂં નામ તારા કલેજા ઉપર લખ. તેનુ તાત્પર્ય શું ? તે કૃપા કરીને મને બ-

તાવો કે જેથી હું તે જાણી તેથી કૃતાર્થ થઇ સહાય આપનાજ ગુરુ ગાઉં.

ગુરૂ--હે શીષ્ય મારા ( અવીનાશી ) નામનો પાર નથી. તે સર્વે જગાએ વ્યાપક છે તેના માટે વેદ, શ્રુતી સ્મૃતિ સૌ પોકાર કરે છે પણ તેનો અર્થ કોઇ જાણતુ નથી કે તે બાબતની કોઇ તપાસ કરતુ નથી કારણ વેદમાં વચન છે કે "सर्व विष्णुमयं जगत्" એ વચન તેનુ તપાસી જો કે તે કેટલુ ગુઢાર્થ છે ભાઇ? આ જગત અવળે રસ્તે દોરાય છે તે શાથી ? કે માત્ર અજ્ઞનતા અને વીકારથીજ કારણ જો અજ્ઞાનનુ અને વીકાર શુ છે તેને તે જાણેતો પોતે અવળાઇનો પાટો બદલી સવળાઇને પાટેજ જાય. જેમ એક રેલ્વે ગાડી ભર્યા પેસેંજરોથી જતી હોય અને તેજ પાટા ઉપર આગળના સ્ટેશને બીજી ટ્રેન ઉભેલી હોય હવે જો તે પાટો બદલી બીજા પાટે ન જાય તો બેઉ ટ્રેનોના પેસે-જરોને બદલે તે ટ્રેનોનેજ ઘણા ખરા અંશે નુકશાન પહોચે છે. પણ તે અગાઉથી ચેતેને પાટો બદલી બીજાજ પાટે જાય તો તેમાંનુ નુકશાન વગેરે થવાનુ સંભવ નથી એજ રીતે વીકાર અને અજ્ઞાનતાનો પાટો બદલી અવિકારી અને જ્ઞાનનો પાટો ગ્રહણ કરવો જોઇએ. હે ભાઇ ? તેવા અવિકારી અને જ્ઞાનને પાટે ચઢવા સારૂ દૃઢ વિશ્વાસ અને શુદ્ધ સેવાની પ્રથમ જરૂર છે. તે જો ન હોય તો તેમાંનું કાંઇ પણ બની શકતું નથી. માટે

પ્રથમ તે રાખવાની જરૂર છે. માટે કોઇ પણ પ્રકારનો દ્વૈતભાવ ન રાખતાં દ્દઢ વિશ્વાસ શુદ્ધ અંત:કરણથી રાખવો જોઇએ. વળી જગત રચના કેવી છે. તે પણ તું તપાસીને જો કે જેથી તને સમજાય

આ જગતની અંદર સૌ લોકો ગુરૂ ગુરૂ કર્યા કરે છે. પણ ગુરૂ એ શું ? તેનો અર્થ કોઇ જાણતુ નથી. માટે તે જાણવા સારૂ અવલોકન કરવું જોઇએ. એ અવલોકન કરતો નથી બલ્કે બીજાનુ જ જોઇને કરે છે. તો તેથી તેને કાંઈ સાચી બાબત જાણવામાં આવતી નથી જેમ કસ્તુરી છે તેનો રંગ કાળો હોય છે. પરંતુ તે કિંચિત માત્ર પણ આપવામાં આવે છે તો મરણ પથારીપર સુતેલા મનુષ્યને સજીવન કરી શકે છે પણ સોમલ છે તે જો નીરોગી મનુષ્યને આપવામાં આવે છે, તો તેથી તેનું મોત નીપજે છે એજ રીતે રૂ એ શબ્દનો અર્થ અને એના ગુણને જાણવા જોઇએ. જો ગુણ જાણ્યા શિવાય બીજાનું જોઇનેજ વર્તે, તો તેથી સોમલના જેવું જ થાય છે. પણ જો તેના ગુણને જાણી શકેતો તેથી અગમ્ય માર્ગની ખબર પડે છે માટે જેટલી બાબત છે, તેને સમજી વીચારીને વર્તવી જોઇએ. એવી રીતે સમજી વીચારી ચાલવાવાળા થોડા પુરૂષો છે.

શીષ્ય— ગુરૂ ! પુર્વજન્મમાં હુ કોણ હતો અને શું કામ કરતો હતો ?

ગુરૂ—ભાઇ ? તારા જેવો પ્રશ્ન આજ સુધી મને કોઇએ પુછયો નથી. પણ તે બાબત વિદ્યા વીના સમજાવી નથી. માટે વીદ્યા ભણવી જોઇએ.

શીષ્ય—વિદ્યા એટલે શું ? અને તે શીરીતે ભણવી વળી મહારાજ ? વિદ્યાતો ઘણી જાતની હોય છે. તેમાં મારે કઇ વિદ્યા ભણવી તે આપ કૃપા કરીને કહો

ગુરૂ—ભાઇ ? જો વીદ્યા ઘણી જાતની છે તે વાત ખરી-પણ તે બધી વિદ્યામાં સાચી વિદ્યા એજ શ્રેષ્ટ છે. બાકી બીજી વિદ્યા તો માત્ર પોતાના સ્વાર્થની ખાતરજ છે એવી વિદ્યાથી કાંઇપણ પરમાર્થ થતો નથી માટે સ્વાર્થ=પરમાર્થ એ શું ? તે તપાસવું તેનુ નામ શ્રેષ્ટ વિદ્યા કહેવાય છે કારણ કહેલુ છે કે—' પરોપકારાય, સતાં વિભુતયઃ " એ વચનને માન આપી કોઇપણ રસ્તે મનુષ્યે પોતપોતાથી બનતો પરોપકાર કરવો જોઇએ. ભાઇ ? પુર્વજન્મમાં જેને જેવું કામ કરેલુ હોય છે તેવો તેનો સંસ્કાર બંધાય છે અને તે પ્રમાણમાં તે જન્મ લે છે અને પાછુ તેવુજ તે કામ કરે છે. તો હવે તુંજ તપાસી જો કે તેમાં ખરૂ શું ? એટલે તને તેની ખબર પડશે માટે ભાઇ ? તારૂ મન કલમરૂપી કરીને કલેજારૂપી પાટીપર અવિનાશી અજરામર એવા સત્યનામને લખ અને એ રીતે કરવાથી તને બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થશે. અને આદિ, મધ્ય અને અંત એ ત્રણ ભવની તને સ્પષ્ટ

સમજણુ પડશે. હવે તુ ફરી તપાસીને જો કે-તારૂ શરીર શું છે? શાનું બનેલું છે? અને શાથી ટકેલું છે? તેની તને કાંઇ ખબર પડે છે.

શિષ્ય—મહારાજ? આપ કહો છે કે "તારૂ શરીર શાથી બંધાએલુ છે અને શાથી ઉભુ રહેલું છે" પણુ શરીર એ શુ? હુ કોણુ? કયાંથી આવેલો છું? મારો સસ્કાર શું? અને હવે મારે કરવાનુ શુ? તેમાની કોઇપણુ બાબતની મને સમજણુ પડતી નથી માટે કૃપા કરીને સમજાવો.

ગુરૂ—ભાઇ! હુ, તુ, એ શબ્દ, માત્ર વ્યવહારીક ઓળખ તરીકે કહેવામા આવે છે પણુ વાસ્તવીક રીતે તેમાંનું કાંઇ નથી માત્ર "अहं ब्रह्मास्मि" એજ સાચી બાબત છે. અને તારા સંસ્કારને તો તું જાણુવા માંડયો છે. અને તારે કરવાનુ શું? એમાં એજ કે "એક બ્રહ્મ ઓર દ્વીતીયનાસ્તી" માટે સંતોષથી દઢ વિશ્વાસ રાખી અવિનાશીનામને ઓળખ એજ તારો સસ્કાર. અને એજ તારે કરવાનું છે. તારૂ શરીર પચતત્વ (પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ) થી બધાએલું છે. અને તે માત્ર વાસનાથીજ ઉભું રહેલું છે એવા તારા શરીરમાં અવીનાશી સુક્ષ્મરૂપે રહેલો છે. તેને તું ઓળખ. વળી નાશિકા દ્વારે પવન આવે છે ને જાય છે. શ્વાસોશ્વાસ ઉઠે છે અને બેસે છે તે તેનુ સુક્ષ્મ શરીર છે. અને એ

સુક્ષ્મ શરીરને તું ધ્યાન કરીને જોઇશ તો તને બધી બાબત દેખાઇ આવશે. માટે વાસનાને ટાળી દ્દઢ વિશ્વાસથી કોઇપણ જાતનો દ્વીતીયભાવ ન રાખતાં તું તપાસી તપાસીને જો. તો તેથી તને સર્વ બાબતો દેખાઇ આવશે પણ જ્યાંસુધી વાસના ટળી નથી ત્યાંસુધી તેમાંનું કોઇપણ નજરે આવતુ નથી. માટે પ્રથમ વાસનાને ટાળવી જોઇએ ભાઇ ? એ વાસનાને ટાળવા માટે મનસયમ કરતાં શીખવું જોઇએ અને એ રીતે થાય તો વાસના ટળે-

શિષ્ય—હે ભવનારણ ? મનસંયમ એટલે શું ? ને તે શાથી થઇ શકે ?

ગુરૂ—જો ભાઇ ? મનસંયમ એટલ મન+સયમ. મન એટલે મન અને સંયમ એટલે સયમ કરવો. એટલે મનસગમ કરવો અર્થાત મનને કબજામાં રાખવું તે થાય છે તે માટે દરેક મનુષ્યે મનને કબજામાં રાખવુ જોઇએ. મન કબજામાં પોતે ન થવુ અને એ રીતે થાય તોજ તે મનસયમ કહેવાય. ભાઇ ? એ રીતે મનસયમ અભ્યાસથી અને લાંબા વખતના પરિચયથી થઇ શકે છે અને તે પ્રમાણે મનસયમની રીત શીખતા આખર પછી આપો આપ વાસના રૂપી વીકારો ટળી જાય છે અને એ રીતે વાસનાઓનો નાશ થતાં આખર અવિચળ એવાં પરમસુખને પ્રાપ્ત કરવા મનુષ્ય સમર્થ થઇ શકે છે માટે તે ઉપર લક્ષ આપી દરેક મનુષ્યે પોતાનો આર્થીક લાભ સાધવા

માટે વાસનાને પ્રથમજ ટાળવી જોઇએ જ્યાંસુધી વાસના રૂપી વીકારનો નાશ થયો નથી, ત્યાંસુધી અવિનાશી સ્વરૂપ શું છે ? તે ઓળખવુ અતિ દુર્લભ છે.

શિષ્ય—મહારાજ ? આપને ગુરૂ જાણી ઘણા લોકો આપની પાસે આવે છે અને આપનો સત્સગ કરે છે. ભજન ગાય છે અને આપની સેવા કરે છે તો તે સૌને આપસરખું દર્શન આપતા હશો કે કેમ ? તે બદલ મારા મનમાં એક ગંભીર સશય છે તો તેનો ખુલાસો કૃપા કરીને કરશો કારણ મારી મતિ અલ્પ અને અજ્ઞાન છે જેમ એક નાનું બાળક પોતાની માનની આગળ રૂએ છે, બકે છે, હસે છે. ગાહ્યસો કરે છે, તો તેને તેની માતા અથવા તેના પીતા સમજાવી યોગ્ય શીખામણ આપે છે. તેજ રીતે આપ મારા ગુરૂ છો એટલે માવીતર ( માબાપ ) તુલ્ય છો બલ્કે તેથી અધિક છો કારણ માવીતર ( મા- બાપ . તો પાલણપોષણ કરી સંસારરૂપી ખાડામાં સતાને માટે ગોથાં ખવરાવે છે પણ આપ તો એથી પણ અધિક એટલે સસારરૂપી ખાડામાંથી બહાર કાઢી જન્મમરણની ફાંસીને તોડાવી પરમ અથવા તો મહાપદના માર્ગમાં મુકોછો. એટલે આપ તો એથી લાખ દરજ્જે ઉત્તમ અને અધિક છો માટે સેવક ઉપર કૃપા કરવા અનુગ્રહ કરશો.

ગુરૂ—ભાઇ ? ધન્ય છે તારી બુદ્ધિને અને ધન્ય છે તારી નીર્મળતાને—કે જેથી કરી તું મને આવા સ્વાલ

પુછે છે આજસુધી મને તારા જેવો પ્રશ્ન પુછનાર મળ્યો નથી માત્ર તુંજ મળ્યો છુ અને તેથી હુ અતિ ખુશી થાઉં છું જો ભાઇ? મને ગુરૂ જાણી બધા લોકો આવે છે પણ તેમા દર્શન સૌ સૌના ભાવ પ્રમાણે મળે છે કારણ જેમ આપણી પાંચ આંગળીઓ સરખી નથી પણ લાંબી ટુંકી છે. તે મુજબ ભાવીક જીજ્ઞાસુઓના ભાવ પણ લાંબા ટુંકા હોય છે અને તેઓને તે પ્રમાણમાં દર્શન મળે છે માટે દર્શન આપવામા ભાવરૂપી એક ભેદ રહેલો છે.

શિષ્ય—મહારાજ! ભાવ એટલે શું? અને તે ભાવ તે એક, બે, કે ત્રણ કેટલી પ્રકારના હશે તેનો ખુલાસો આપ કરશો કારણ મને તેમાં કાંઇ સમજણ પડી નહી.

ગુરૂ –જો ભાઇ! ભાવ એટલે સામાન્ય અર્થમા પ્રીતી થાય છે અને એ ભાવનાના બે પ્રકાર છે ૧ પ્રેમભાવ ૨ કપટભાવ ઉપરથી ભાવ બતાવીને પોતાના સ્વાર્થની ખાતર એટલે પુત્ર, સ્ત્રી, રિધી, સિદ્ધ માલમીલ્કત, સ્થાવર, જંગમ કોઇપણ લેવાની લાલચે જે મનુષ્ય ગુરૂને સેવે છે ને કપટ ભાવ કહેવાય છે અને એથી કાંઇપણ લાભ થતો નથી અર્થાત "અંતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જેવું થાયછે એટલે એવા ભાવથી તે મનુષ્ય કોઇ પણ પોતાનો આર્થીક લાભ સાધી શકતો નથી. બલ્કે આર્થીક અને પરમાર્થીક બન્ને ગુમાવે છે. માટે જીજ્ઞાસુ જને કપટ ભાવને દુર કરી શુદ્ધ ભાવથી સેવા

કરવી જોઇએ. ે તેથી ેનું ાધિક ફળ ભોગવે છે માટેજ ક્લ્પના રહીત તે કેઇ પણ પ્રા ના ફળની આશા રાખ્યા શિવાય એવા આત્મવેત્તા ગુરૂનું સેવન કરવુ જોઇએ કારણ વાવેલુ બીજ મોસમ આવેથી ઉગી નીકળેજ. તો પછી કપટભાવ રાખવો તે કેટલી અધમના છે અરે ? વ્યવહારીક બાબતો તો બધી કપટથીજ ભરપુર છે. તો પછી સત્ય નામ જયાં ચાલતું હોય ત્યાં પણ તેવું રાખવુ જોઇએ? ના ના જેમ બાવળ વાવીને કોઇ ઉમદા ફળની આશા રાખે તો તેવુ ફળ તે મનુષ્ય કયાંથી પ્રાપ્ત કરશે? હવે જો ભાઈ? પ્રેમભાવ છે તેનો અર્થ એવો થાય છે કે તન મન, ધન સરવે બ્રહ્માપણ કરી આદિથી અંત સુધી એક ભાવે બ્રહ્મનીષ્ટ ગુરૂનું સેવન કરવુ જોઇએ. તો તેથી તેવો મનુષ્ય અધિકાધિક લાભ મેળવી શકે છે અને તેવા મનુષ્યને સરળ રસ્તે ચિંચીત માત્ર પણ અડચણ પડતી નથી પણ તેના શુદ્ધ સેવારૂપી બીજથી તેના ફળને તે તાત્કાલીક ચાખે છે માટે ભાઇ? આ પ્રમાણે વીચારીને જે જીજ્ઞાસુ જન વર્તે છે તે પ્રમાણમાં તે મનુષ્ય તેવો લાભ મેળવવા શક્તિવાન થાય છે.

શિષ્ય—ગુરૂ ? જ્ઞાન તો સર્વને સરખુ થતું હશે કે કોઇને વધતું ઓછુ થતુ હશે?

ગુરૂ—ભાઇ! જ્ઞાન એમાંજ એટલે જાણવું અને

અનેનપ્રત્યય છે. એટલે સત્ય બાબત જાણવાવાળો જ્ઞાની અથવા તો જ્ઞાનવળે. ગણુય છે અને એ જ્ઞાન મનુષ્યના અનુભવ અને પ્રેમના પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. અને એ પ્રમાણે પ્રાપ્ત થતાં અને ગાઝા દિવસની વાતના પરિચયથી નીચ અને કુટીલ બાબતોને પડતી મુકે છે એટલુજ નહીં પણ આ પરિચયથી સાચી બાબત જાણવાથી મનના વિષ્ટારૂપી વિકારોનો નાશ થાય છે. અને પછી નિજસ્વરૂપ ઓળખવાનો અભ્યુદય થાય છે માટે હરેક શબ્દને સમજી વીચારી જાણવા જોઇએ અને જો તે પ્રમાણે થાય તોજ મનુષ્ય જીવનના સાર્થકને જાણે છે. વળી ભાઇ? જો જ્ઞાનના પણ પાંચ પ્રકાર છે ૧ ભરમ ૨ વાચક ૩ બળ ૪ નિર્વાણ ૫ નિરોપણ તમાં ભરમ જ્ઞાન એટલે ભરમથી બંધાએલો રહે અર્થાત બોલવાનું કે લખવાનું ભાન નહોય. વાચક જ્ઞાન એટલે ભણેલો હોય છે તે ગુરૂનો થોડો ઘણો સત્સંગ કરે છે. તો પુસ્તકો વાંચી અથવા તો સત્સગમા સાંભળેલુ તે બીજાઓને જ્ઞાન કરે છે પણ પોતે તેમાનુ કાંઇ કરતો નથી તે બળ જ્ઞાન એટલે જેમ પોપટને કેળવીને જેટલા શબ્દો શીખવાડીએ છીએ તેટલાજ શબ્દો તે બોલે છે. પણ બીજા શબ્દોનો વધારો કરી શકતો નથી. અથવાતો શબ્દને જાણી શકતો નથી તેજ પ્રમાણે મનુષ્ય પણ જેટલુ સાંભરેલુ હોય તે બોલે અર્થાત બોધ કરે પણ પોતે જે શા-

બ્હને પીછાની શકે નહીં તે-નિર્વાણજ્ઞાન એટલે બોલે તે નીર્વાણ. પણ પોતે પાળી શકે નહીં તે નીરોપણજ્ઞાન એટલે સર્વ વસ્તુનુ સમાનતા થયાથી ગુરૂ શિષ્ય અને આખી સૃષ્ટિ એકરૂપ એટલે " आत्मवत् सर्व भुतेषु " જણાય ને આ રીતે પાંચ પ્રકારને જાણે તો તેને ખરી બાબત સમજાય.

શીષ્ય—મહારાજ ? આ પાંચ જ્ઞાન આપે કહ્યા તેમાં શ્રેષ્ટ જ્ઞાન શું ? તે સમજાવશો.

ગુરૂ--જો ભાઇ ? સૌથી શ્રેષ્ટ નીરોપણ જ્ઞાન છે નીરોપણ એટલે નીર અને ઓપણ એ બે શબ્દ મળીને થાય છે તેમાં નીર એટલે પાણી અને ઓપણ એટલે ઉત્પન્ન અથવા તો ઉત્પતી એટલે એકત્ર અર્થમાં પાણીની ઉત્પતી શાથી અથવા પાણી એ શુ ? તેને સમજવુ તેનું નામ નીરોપણ જ્ઞાન કહેવાય છે એ જ્ઞાન સૌ કરતા શ્રેષ્ટ છે માટે તેને સમજવુ જોઇએ આ જગતની સર્વે રચના પાણીનીજ છે તેને નીહાળી નીહાળી તે બારીકાઇથી જો તો તેતે સર્વ બાબતો જણાઇ આવશે તે પાણી રૂપી શાહીથી અવીનાશી સત્ય નામને કલેજા રૂપી પાટી ઉપર મનરૂપી કલમથી લખ એટલે તને જ્ઞાન થશે અને સાકાર નિરાકારના ભેદ તને સમજાશે કેમકે તેથી તુ આપે ખોવરાઇ શુ બાબત સાચી તે જણાઇ જશે અને હું-પણાનો ભેદ ટળી જશે અને અવીનાશી નામને જાણી

તેના નામ અને રૂપને ઓળખી તેના ચરિત્રના ગુણુ ગાવાનેતને પ્રેમ ઉત્પન્ન થશે અને તેથી તને વૈરાગ્ય વિચાર, સંતોષ, શમ, દમ એ ચાર મોક્ષના દ્વારપાળ આવી ને નીરોપણુ કરી આપશે અને તેથી તને અદ્વૈત બ્રહ્મના દર્શન થશે અને હું, તુ, મારૂ, તારૂ એ સર્વે દુર્ગુણોનો મુળમાંથી નાશ થઇ જશે અર્થાત્તું તદ્ રૂપ બની જશે જેમ અંધકાર હોય છે પણુ સુર્યોદય થવાથી અધકાર જતો રહે અધકારને રહેવાનુ ઘણુ મન હોય છે પણુ સુર્યનું તેજ એવું છે કે તેની આગળ તે ઘડી પણુ ટકી શકતુ નથી એવીજ રીતે તારા કલેજા રૂપી પાટી પર મારા પણાનો ભાવ ટાળી અવીનાશી સત્યનામને લખ એટલે જ્ઞાનરૂપી સુર્યનો ઉદય થશે અને એમ થતાં અંધકારરૂપી જે અજ્ઞાનતા છે, તેનો નાશ થશે એટલે આપો આપ નીરોપણુ થશે જા ભાઇ ! જા તેના માટે એક આત્મવેતા મુનીનું વચન છે કે " ગુસમત એક ઔર હે, સુનીશીષ ચીત્તલાય; પરાપાર અગીઆરમી, તીનકુ કહું બુજાય. " એટલે તેનો અર્થ સમજવા માટે મનુષ્યને પ્રથમ વૈરાગ્ય થાય તોજ બધી બાબત સમજાઇ આવે

શિષ્ય—મહારાજ ? વૈરાગ્ય એટલે શુ ? અને તે શાથી થાય ?

ગુરૂ—ભાઇ ? વૈરાગ્ય એનો મુળ શબ્દ વિરાગ છે વીરાગ એમાં વી+રાગ વી એટલે જુદો અને રાગ એટલે

વિલાસ તેનો ભેગો અર્થ જુદો વીલાસ એમ થાય છે. જેમ એક માણસ એક સમયે અજ્ઞાન છે. તેવા સમયે તેને જોઇશું તો કુડ, કપટ, જેમ ઇત્યાદી કહીક કરતો હશો. પણ તેજ પુરૂષને બીજા સમયે જોઇશું તો કુડ, કપટ, ઇર્ષા અદેખાઇ સર્વે તજી સઘળા ઉપર સમભાવ રાખે છે એટલે વૈરાગ્ય એનો અર્થ વીલાસી વસ્તુઓ ઉપરથી અરૂચી થવી એમ થાય છે ભાઇ? એ વૈરાગ્યના ચાર પ્રકાર છે ૧ કુટીલ વૈરાગ્ય ૨ મરકવૈરાગ્ય, ૩ મન-વૈરાગ્ય, ૪ તીવ્ર વૈરાગ્ય એમાં કુટીલ વૈરાગ્ય એટલે. તન મન અરપે ગુરૂપદ આગે, મન લલીત અની કુટીલાઇ. અર્થ—સત્સંગ કરનાં બીજા ભાવીક જીજ્ઞાસુઓને જોઇને પ્રતિજ્ઞા કરીને કહે કે તન મન ગુરૂને અર્પણ છે પણ મનની જે કુટીલતા છે. તેને કાઢે નહી. અર્થાત્ વચનનો ભગ કરે તો તે કુટીલ વૈરાગ્ય કહેવાય છે મરક વૈરાગ્ય એટલે કટું વચન બાણ સમ લાગે, જેમ નિદ્રામાં સ્વપ્ન જાગે અર્થ—સત્સંગ કરતાં વચન સાંભળ્યા હોય ને સત્સગમાં બેઠો હોય ત્યાં સુધી પ્રીય લાગે પણ ત્યાંથી ઉઠયા પછી બીજા માણસોના સહવાસમાં જતાં પલટાઇ જાય મતલબ કે સત્સંગનાં વચન ભુલી જઇ કુમાર્ગે દોરાય કેવી રીતે કે જેમ મનુષ્યને નિદ્રામાં સ્વપ્નું આવે છે અને તે વખતે જેનું સ્વપ્નું આવ્યું હોય. તેમાં તદાકાર થઇ જાય છે અર્થાત મુળ બાબતને ભુલી જઇ

બીજીજ બાબત સમજાય છે તેવી રીતે તે મનુષ્ય સ-ત્સંગનાં વચન ભુલી જાય છે અને ફરી ફરીને યાદ કરતો નથી તે મર્કુ વૈરાગ્ય કહેવાય છે મન વૈરાગ્ય એટલે જેમ એક દેવળ ઉપર ધજા ફરકે છે તે સ્થીર રહેતી નથી તથા વીજળી ચમકે છે પણ સ્થીર રહેતી નથી ત્થા દીવો હાલ્યા કરે છે પણ સ્થીરતાથી બળતો નથી તે માફક મન સ્થીર થતું નથી ઘડીકમાં ચોરી કરવાનું મન થાય તો ફરી ઘડીકમાં પુન્ય દાન કરવાનું મન થાય તો ઘડીકમાં પાપ કરવાનું મન થાય પણ પાંચ મીનીટ પણ સ્થીર રહેતું નથી અર્થાત વૈરાગ્ય થાય તોપણ ઘડીક ઘડીકમાં મનની માફક સ્થીર ન રહેતાં બદલાઇ જાય તેને મન વૈરાગ્ય કહે છે એવી રીતે ખેલ કરનાર છે તેનુજ નામ મન વૈરાગ્ય છે.

હવે તીવ્ર વૈરાગ્ય એટલે આશા, તૃષ્ણા, કામ ( વિષય વાસના ), ક્રોધ લોભ મોહ, માયા, મમતા એ બધાં કુવાસનાનાં લક્ષણ તજે અને જ્ઞાનના સત્ય શબ્દને જાણે અને બીજાને પ્રબોધે કે કોઇની નીંદા ન કરે અને રાગ, દ્વેષ, માન, અપમાન, હુ અને મારૂં એ સર્વે છોડી દે અર્થાત્ તે અંતરમાં રાખે નહીં તો પછી તેવી કુવાસના-ઓનુ મુખે ભાષણ શેનુ કરે ? અને એમ કરે તોજ સીદ્ધી થાય

વળી સંશય, શોક ભય, આપદા, લાલચ, કપટ એ સર્વેને તજી મનને જીતે અર્થાત્ હરખ, શોક અને હાણ

તેને નહીં. અને દુઃખ અને સુખ તે બરાબર જાણે જંતર, મત્ર અથવા કોઇ પણ પ્રકારની ક્રીયા, કોઇ દેવનુ સાધન, રીદ્ધી, સીદ્ધી ને [illegible] ભોગ તેને [illegible]ણા સમાન જાણે અર્થાત્‌તે સર્વે ખોટું છે એમ જાણી સત્ય માર્ગને પકડી લે તેને તીવ્ર વૈરાગ્ય કહે છે આ રીતે ચાર પ્રકારના વૈરાગ્ય છે તેને સમજવા જોઇએ.

ઉપર લખેલા વચનોમાં વૈરાગ્યમાં જે લક્ષણ રાખવાનાં છે તેનું અતરમાં એક ચીત્ત શ્રવણ કરી ધારણ કર તે તે લક્ષણોમાં મુખ્ય શીયળ, સતોષ, દયા, સમતી, જ્ઞાન, ખીમીયા ( ક્ષમા ) પ્રેમ, ધ્યાન, વૈરાગ્ય ને બીજા લોકે સત્યતાનો બોધ કરવો અને આ પાપણાથી રહી ન થા જાવું એટલે હુ પણ ન હોય તે અને એ રીતે દ્રઢ વિ-વિશ્વાસ થઇ ભજન કરવુ તેનુ નામ તીવ્ર વૈરાગ્ય એમ સમજવું આ ચાર પ્રકારના વૈરાગ્ય છે તેની પારપરા ભક્તિ છે તેતુ પુર્ણ જીજ્ઞાસુ છે તેથી તને કંઇક જણાવું છુ તેનું શ્રવણ કર.

## દોહરો

પરાપારપરમાત્મા, નીરખો નીજસ્વરૂપ,
રાત દિવસ ભાસે નહીં, નહી છાયા કે ધુપ.

**અર્થ**—તીવ્ર વૈરાગ્ય જેને થાય તો પછી તેને પરમાત્મા એ શુ તે ઓળખાય અર્થાત્ નીજસ્વરૂપને

જાણી શકે. માટેજ તીવ્રવૈરાગ્યની પેલીપારપરમાત્મા છે. એમ કહેલુ છે જેમ એક શહેર હોય તેમાં પેસવા જતાં વચમાં નદી હોય તો તે નદી ઉતરી પેલેપાર જાય તોજ શહેરમાં પ્રવેશ કરી શકે પણ નદી ઉતર્યો શિવાય શી રીતે જઇ શકશે ? અર્થાત ઉતરવાની કળા તે જાણે નહીં તો પછી તેમાંડુબી જાય એમાં શું કાંઇ આશ્ચર્ય ભાઇ ? એજ પ્રમાણે વૈરાગ્યરૂપી કુવાસનાઓને ત્યાગી ને એવી નદી તરી પેલે પાર જાય તોજ શહેરરૂપી જે પરમાત્માનું ધામ તેને પ્રાપ્ત કરવા શકિતવાન થાય. બાકી બીજી કોઇ પણ રીતે બની શકે એમ નથી માટે વિચાર કરી ભાવીક જીજ્ઞાસુએ ખરી બાબત જાણવી જોઇએ માટે જો ભાઇ ? એ રીતે થયું તો પછી તેને રાત, દિવસ, છાયા, અથવા ધુપ ( ગરમી ) કાઇ પણ જોવામાં આવતું નથી અર્થાત સમભાવી બની જાય છે.

## દોહરો.

શીષ્ય—

તમે છો જ્ઞાની ગુરૂ, જ્ઞાન કરો પ્રકાશ;
સત્ય જ્ઞાન સુંણાવીએ, મટે જમકો ત્રાસ

## ચોપાઇ.

ગુરૂ—

પરા પાર જે બ્રહ્મ કહાવે, ત્યાં કોઇ સંત વીરલા જાવે;
અનહદ નાદનાં વાજાં વાગે, જળ હળ જયોત અનુભવ જાગે.

ગગન મંડળમાંહી તપી રહ્યા તારા, ત્યારે વરસેછે અમૃત ધારા;
તાલ પખાજ ને મૃદગ વાજે, તખ્ત સિંહાસન પુરૂષ બીરાજે
અનેક પ્રકારના વરસે નુરા, ત્યાં પહોંચ્યા તે સાહેબ હજુરા;
સત્ય ગુરૂ મળીઆ હેમ નદ પુરા, આત્મજ્ઞાન બતાયા ઉરા
રેવારામ કહે છે પરાભક્તિ જાણો, અનુમાન કરી
આત્મ પ્રમાણો.

## દોહરા

શુભ ઇચ્છા, શુભ વિચારણા, તન મન સાક્ષી સોય,
સત્વવા પતિ અસખ્ય શક્તિ, પદાર્થ અનુભવતી સોય.
તુરીયા સપ્તમ ભુમીકા, કહું શિષ્ય નિરધાર,
જો કછ અબ સશય કરે, વર્ણન કર્યું સોઇ પરકાર

## દોહરો.

શિષ્ય—
ઓ ભગવાન મમ લધુ મતી, સો રસ લયો ન જાત,
ભીન્ન ભીન્નતાને કહો, જ્ઞાન ભુમી કાસાત.

## દોહરા.

ગુરૂ—
વિષે વિષે ભઇ દ્વેષતા, ગુરૂ તીરથ અનુરાગ,
તાકે શુભ ઇચ્છા કહી, કથા સરવન મન લાગ
ભગવત રતી મતી નહી, ગતી પ્રેમ જુગ્ત નીચેત,
ગુન ગાવન પુલકી ન રહયે, દીન દીન સરસ સોહેત.

દુજી કહી વીચારણા, ઉપજયો તત્ત્વ વિચાર;
એકાંત બેઠ શોધન લગ્યો, સો સોહેત કાંહુકાં સંસાર.

તન મન સાતી સરી, મનકો પ્રત્યાહાર,
સ્થીર વિશુદ્ધ સ્વરૂપકી, રાખે નીત્ય સંભાળ .

ચોથી સો સત્ય વાપતિ, અનુભવ ઉદય અભંગ;
આત્મ જગ દરસ્યો ભલે, જયુ મધ સીધુ તરગ.

છુટયો તન અભિમાન જેહી, નિશ્ચય કીયો સ્વરૂપ,
અસખ્ય શક્તિએ ભુમીકા, પંચમી મહા અનુપ

કહી પદારથ બુદ્ધિ લ્યો, સબકો હોય અભાવ,
એહી પદાર્થ અભાવની, છઠ્ઠી ભોમ લખાવ.

ભાવ અભાવ તહાં નહી, સપ્તમ તુરીયા માંય,
મેં તુ ત્યાં ના સંભવે, કહાં કહે કહાં નાહ્ય

શિષ્ય—મહારાજ ? આપતો દયાળુ અને પરમાર્થી છો પણ મારા મનમાં એક સશય થયો કે જે આપે જ્ઞાનના સત્ય શબ્દ મને સમજાવ્યા તે બધા આ શરીરથી બની શકે છે પણ શરીર શાથી બનેલું હશે ? અને તેનો ભય શી રીતે થતો હશે તે કૃપા કરી સમજાવો

ગુરૂ—ભાઇ ? આ શરીર પચભુતાત્મક અથવા પચતત્ત્વથી બનેલુ છે. તે પચતત્વ ૧ પૃથ્વી ૨ જળ ૩ તેજ ૪ વાયુ ૫ આકાશ એ પાંચ તત્ત્વથી શરીર બનેલું છે

અને એજ કારણને લીધે દૃષ્ટાંતમાં વચન છે કે પચ ત્યાં પરમેશ્વર મતલબ કે એ પંચ ત્યાં પરમેશ્વર. આ પાંચ તત્વથી જાણી શકાય છે પણ આ પાંચ તત્વ શુ છે? તેને જે પુરૂષ ઓળખતો નથી. તે પરમેશ્વરને કયાંથી જાણે?

વળી ભાઇ? આ પાંચ તત્વના પાંચ પાંચ ગુણ છે. ટેનું એક ચીતે શ્રવણ કર કે જેથી કરી આ તારી ભવબંધનની દોરી ટુટી જશે, અને તુ તદાકારરૂપે થશે

૧ પૃથ્વી—હાડ, માંસ, નાડી, ત્વચા (ચામડી,) ને રોમ એ પાંચ કાર્ય છે

૨ જળ—વીર્ય, રકત (લોહી,) પેશાબ, બાળ, ને પરસેવો એ પાંચ કાર્ય છે

૩ તેજ—ક્ષુધા, તૃષા, ઉંઘ, આળસ ને કાંતી એ પાંચ કાર્ય છે.

૪ વાયુ—ધાવન, પસારણ, ચલન, વલન, ને સંકોચન, એ પાંચ કાર્ય છે

૫ આકાશ- કામ, ક્રોધ, લોભ, મોહ, ને ભય એ પાંચ કાર્ય છે,

એ રીતે પાંચ તત્વને તેના પચીસ ગુણ મળી ને ત્રીસ થયા અને ત્રણ મુખ્ય ગુણ એમાં ૧૨જોગુણ ૨

તમોગુણુ ૩ સત્વ ગુણુ મળીને તેત્રીસ થયા અને તેજ તેત્રીસ કરોડ દેવતા ગણાય છે કારણુ જો આ વસ્તુઓનું શોધન મનુષ્ય કરતો નથી તો તેત્રીસ કરોડ દેવતા છે એમ બોલ્યા કરે પણ તેને જાણી શકતો નથી.

અને એ રીતે એ તેત્રીસ એક બીજા સાથે નીકટનો સબંધ રાખે છે. શબ્દનો ભાગ આકાશનો સ્પર્ષ ભાગ વાયુનો રૂપ ભાગ તેજનો રસ ભાગ જળનો અને ગંધ ભાગ પૃથ્વીનો એ શબ્દ, સ્પર્ષ, રૂપ, રસને ગંધ એ પંચેન્દ્રિયને મુળમાંથી ટાળવી જોઇએ તો સાકાર નીરાકારની સમજણુ પડે

હવે જો ભાઇ ? અંત,કરણુ ચાર છે. ૧ મન ૨ ચિત્ત ૩ બુદ્ધિ ૪ અહંકાર એ ચાર છે.

એમાં શબ્દનુ શ્રવણુ સ્થાન, સ્પર્ષનુ ત્વચાસ્થાન, રૂપ અને રસનુ જીભ્હા અને પૃથ્વીનુ ગુદાસ્થાન છે બ્રહ્મને થયો મોહ તેનુ નામ જીવ. જીવને પ્રવૃતિએ ડોળ્યું તેનુ નામ મન મનને થઇ કલ્પના તેનું નામ ચીત્ત ચીત્તને થયું અભિમાન ( આપપણુ ) તેનું નામ અહંકાર. અહંકારને થયુ જ્ઞાન તેનુ નામ બુદ્ધિ. એ રીતે મન, ચીત્ત, બુદ્ધિ અને અહંકાર એ ચાર અંતકરણુ છે એ રીતે અભ્યાસ અને મનન કરવાથી સચ્ચિદાનંદ સ્વરૂપનાં દર્શન કરી શકાય છે માટે તેનો હમેશાં મનન કરવાનો અભ્યાસ રાખવો જોઇએ.

શિષ્ય—મહારાજ ? આપે સચ્ચિદાનંદ સ્વરૂપનુ જે કહ્યું તે સચ્ચિદાનં સ્વરૂપ એ શું ? તેનો ખુલાસો કરવા કૃપા થશે, કે જેથી કરી હું પામર તેનું જ્ઞાન મેળવવા શકિત-વાન થાઉ

ગુરૂ—ભાઇ ? સચ્ચિદાનંદ એ શબ્દ સત્×ચિત્×આનદ એ ત્રણ શબ્દથી થાય છે સત્ એટલે સત્ય ( સાચુ ) ચિત્ એટલે મન અને આનદ એટલે અનહદ નાદ જે સંભળાય તેનું નામ. એ રીતે સાચા મનથી જે અનહદ એટલે જેની હદજ નથી એવા સુસ્વર સાભળવા તેનુ નામ સત્ ચિત્ આનદ અથવા તો સચ્ચિદાનંદ એમ કહે છે ભાઇ ? જે શબ્દ, શબ્દના રૂપથી બોલવામાં આવે છે પણ તેનો અર્થ જાણ્યાશિવાય તે શબ્દમાં શું ભેદ છે તે જાણી શકતો નથી. પણ બોલે તેટલા શબ્દોના અર્થ જા-ણવાવાળા તો વીરલાજ છે

## દોહરા

શિષ્ય--

શિષ્ય વાચ શ્રી સ્વામીજી, કહો એક વિચાર,
મે મમ મેરા કા નહે, કીનકા જુગ સંસાર
પંચભુત કીનસે પ્રગટે, કીને કીયા ઉપાય
ઘટમટ પર રહે ભીન્નતા, કહો કહાં સમાય

તમ કહ્યા બ્રહ્મ એ કથે, વરતે રૂપ અનેક,
કહો કાહેસે દુનીયા ટળે, યાકો કહી બીબેક.

ખટ દર્શન ખટપટ કરે, સાધન તપ વ્રત જોગ,
એક બ્રહ્મ ભાસે નહીં, કહેસે રહે વિજોગ.

ગુરૂ—

ગુરૂ ઉત્તર એસો કહ્યા, સુન શિષ્ય મન ચિત્ત લાય;
મમ બચન હ્રદયે ધરી, દુબ્ધા દુર વિલાય.

ખટ દર્શન કહું ખાનસે, ભીન્ન ભીન્ન કરી જોય;
જેસે શશિયર શુન્યમે, જન્મે દર્શ હોય.

મરકટ ઠાડી કુપ પર, પરસીધ દેખે છાંય;
જો જેસા ચરિત્ર કરે, એસા દેખે મોંય

એહ બ્રહ્મ વિચાર હે, શિષ્ય જાનો નિરધાર,
જો પુછો મોંએ ભાવસે, વરણુવુ સોય પ્રકાર

પચભુત બ્રહ્મસે પ્રગટે, ઇચ્છા કીયા ઉપાય,
ઘટમટ પર ચહે ભિન્નતા, ઉલટ બ્રહ્મમે જાય

દોહરા

શિષ્ય--

શિષ્ય કહે સ્વામી સુનો તમ કહ્યા બ્રહ્મમોંય.
સુમતિ કુમતિ દોઇ હે. એક કીસવીધ હોય

યાકો દ્દષ્ટાંત કીજીએ, ભીન્ન ભીન્ન સમજાય,
તબ મેરા સશય મીટે, સ્થીરતા મન હો જાય.

ગુરૂ-ગુરૂ જ્ઞાની કહે વીવેકસે, સુન હો મેરે શિષ્ય,
સશય તારો મીટ હુ, બચન કરૂ બક્ષીસ

જેસે શીત બરફ વાયુકી, આઇ પડે જલ ઠામ;
જલના મતલબ મીટ ગયા ધરે કંચનકા નામ.

એસેં પંચ વિષય આત્મા, હોઇ રહ્યા વેભોગ,
મન ચિત્ત બુદ્ધિ અહકારસેં, ઈન્દ્રીકે સંજોગ

બ્રહ્મ રૂપ ભુલી ગયો, ભયો જીવકી જાત;
ચૈતન્ય ચિદાનંદ હે, નહીં કોઇ જાત અજાત

શિષ્ય-શિષ્ય કહે સ્વામી સુનો, મોંએ પડી નહી જાન;
તાકો વર્ણન કીજીએ, ભીન્ન ભીન્ન અર્થ બખાન.

ગુરૂ-સમજ સાન સત્ ગુરૂ કહે, હૃદયે પ્રેમ ઉલ્લાસ;
એક બચન એંસો કહુ, મીટ જાય તેરી ત્રાસ.

રવી પુંજકા તેજસેં, અતિ પડતહે ધૂપ,
હેમ નામ તબ મીટ ગયા, એહી જલકા રૂપ.

એંસી બ્રહ્મકી ખોજના, ગ્રહણ કરી સબ નાશ;
જીવ જાત દર્શે નહી, જાયો બ્રહ્મ પ્રકાશ.

શિષ્ય—

ગ્રહણ ગુરૂકા કીજીયે, વસ્તુ દોબતાય,
તબમેં બ્રહ્મકું પાવહું, ખોજત ખોજત જાય

કઇ વીધી બ્રહ્મને જાણીયે, સોહી કહી એંધાણ,
અમ તમ બ્રહ્મએ તીન હે, ઇનકા કહો પરમાણ

ગુરૂ—

સમાધાન સદ્‌ગુરૂ કહે, નિગુણ કો વિવેક,
જેસે તુરગ સિંધુકા, અંત એકકો એક

વાયુ લહેરી મીટ ગઈ, સિધુ ભયા અભગ,
એસે ઉદ્રીગ આત્મા, ભયો મન કે સંગ

શિષ્ય ગુરૂ કોઇ નહીં, નામ વર્ણ નહી રૂપ.
પરિપુરણ પરમાત્મા, આપે આપ અરૂપ

કહેવા સરખું કશું નહી નહી કોઇ વસ્તુ વિલાસ,
હેમકર કહે નર્મદા સુણો, એહી બ્રહ્મ પ્રકાશ

## ચોપાઇ.

નીજ ગુરૂ પાસ સુની નીત બાતા,
શુ સમજાય કહું બીખ્યાતા,
ત્વમ્ પદ સોહી જીવ કહાવે,
તત્‌પદ સોહી માયા સોહાવે
પંચભુત ઇચ્છાસે ઉપાયા,
ઉલટ સોએ બ્રહ્મમેં સમાયા,
ખટ દર્શન સો મન વિલાસા,
જેસે ઇન્દુ બહુ ઘટ પરકાશા.

મધુ ગંગોદીક પાત્રમાં હોઇ,
સો સત્સંગ પ્રભાવ સોઇ,

વાસના વાયુ જીવ બરફ જાનો,
જ્ઞાન દીવા કર તેજ પરમાનો.

સિંધુ બ્રહ્મ માયા જલ જાના,
લહેરી જીવ સિંધુ સમાના;

નામ રૂપ ગુણ વાં કછુ નાંહી,
ઘટ મઠ પટ ગગન સમ માંહી.

ઇસ જીવસો ઉપાધી કહીએ,
શિષ્ય ગુરૂ એમ સમજી લઇએ;

રેવારામ કહે સુન ભાઇ,
બ્રહ્મકી બાત કહી સમજાયે

દોહરા

અબ અવરલ હું કેત હું. સુન દીન ચિત લાય,
હર માગી હરવીષ્નુપે, નીશ દીન રહે સહાય

અર્થ:—અવરલ એટલે કોઇ વરે નહી હવે એક સમયે વિષ્નુ ભગવાન લક્ષ્મીજીને વર્યા અને લક્ષ્મીજીને પુત્ર ઘણા એટલે લક્ષ્મીજી ત્યાં જાય અને ત્યાં રહે નહી અર્થાત શેઠ સાહુકાર, શ્રીમત, રાજા ઇત્યાદી પાસે જાય એટલે ભગવાન એકલા રહયા પછી ભગવાન સરસ્વતીને

વર્યા હવે એમને પુત્ર ઘણા થયા જેમ કે પંડીત, જોશી વેદાંતી ઇત્યાદિ ઘણા થયા એટલે તે પણ ત્યાં જવા લાગ્યાં એટલે વીષ્નુ ભગવાન એકલા રહ્યા પછી ભકિતને વર્યા ભકિતને વરવાથી તેમાંથી ઘણા પુત્ર ભક્તરૂપે થયા એટલે ભકિતના પુત્ર ભકતોએ જુદાજુદા મતથી ભકિતનુ અંગ તોડી નાખ્યું અર્થાત જુદાં જુદાં અંગ કરી નાંખ્યાં અને પગ ભાગી નાંખ્યાં એટલે તેના પગ ભાંગીજવાથી તેનાથી કયાંઇ જવાની શકિત રહી નહી એટલે વીષ્નુ ભગવાન તેનેજ વરીને રહયા દીન એટલે ગરીબદાસ નર્મદા એટલે રેવારામ હેમકર એટલે સ્વામી શ્રીહેમાંનંદ

## દોહરો.

વારંવાર વર માગ હું, હરખી દયો શ્રીરંગ,
પદસરોજ અનુપાયની, ભકિત સદા સત્સંગ
નવલક્ષણ આમાં કહ્યાં અંત મધ્ય ને આધ,
રેવા રામ ગરીબ દાસનો, ગુરૂ શિષ્ય સંવાદ

## ચોપાઇ.

સંવત ઓગણીસ એકોતરો જાણો,
તીથી નેન વાર અરક પ્રમાણો;
અજા સાહેલી સુત વરગ કહીએ,
નગર નામ તે સમજી લઇએ,

હેમ રૂતુ માસ દ્વીતીએ ધારો,
કૃષ્ણ પક્ષહી આદ્ય બિચારો,

તુલરાશી તણુખી કુલ જાતી,
નામ રાયચદ ભકત વિખ્યાતી,

ગોવો તાત તેહી પુની નામા,
તાકે ભુવન અમ રહે વિશ્રામા,

ગરીબ દાસ તબ પ્રશ્ન ઉચારી,
શિક્ષા બોધ અમ કહ્યા વિચારી

## દોહરો.

ઉત્તર પ્રાંત હોતરમાં, શુભ ચોટી આ ગામ,
હરિ મંદિર હરિ આશરે, જન કૃતી રેવારામ

તેહ અસર તો અલક હે, કહુ ભેદનીજ સાર,
જો પાયેસો બચ ગયા, નીત્ય રાખે સભાર.

## ચોપાઈ.

શબ્દ શબ્દ સબ કોઇ વખાણે, તેહ અસરકી ખબર ન જાણે
બોલત શબ્દ કયાંથી ઉપજાવે, પડીત પુરાણ મનહી પાએ.

વાંચી શીખી સબ જ્ઞાન ચલાએ, આદ્ય પુરૂષકી ગમનહી પાએ,
પચ શબ્દ મુખ્ય પુરૂષ ઉચારે, મુલ શબ્દ રહેસે ન્યારા.

પહેલા જે શબ્દ સોહ કીના, સબ ઘટમાંહી કરતા ચીના
બીજા જે શબ્દ હહકારા, ત્રીલોક જપે ત્રીપુરારા.
ત્રીજા જે શબ્દ ઓહ જાને, સબ ઘટમાંહી કાલ પરમાણે.
ચોથા જે શબ્દ બીજ કહાવે, તીન લોકકુ તેહી ઉપજાવે
પંચમા શબ્દ દેહ સોહાવે, ભીન્ન ભીન્ન જુદા રૂપ દર્શાવે.
અકલ કલા કોઇ શ્રમ નહી પાવે, સારશોધ્યા બીન
હાથ ન આવે,
રેવારામ એની પેર ગાવે, ગુરૂ કીરપા બીન પાર ન આવે

## ભજન ૧ (રાગ લાવણી)

શુન્યમે સુરતા મહા શુન્ય દેખા, વરસે ત્યાં અમરત ધારા.
અમર કુંડ અમ એસા દેખા, કેતાં આવે નહી પારા.
સુન્યમે ટેક
ઓહી અમરતસે દેવી દેવીતા, ઓહી અમરતસે સસારા.
ઓહી અમરતસે જગત ઉપન્યા, ઓહી અમરતસે વહેવારા
સુન્યમે. ૨
ઓહી અમરતસે પચ ભુત હે, ઓહી અમરતસે આકારા,
ઓહી અમરતસે પ્રકૃતિ પુરૂષહે, તીન લોક કા બીચારા
સુન્યમે ૩
ઓહી અમરતસે બ્રહ્મા વિષ્નુ, શકર જોગી જળ ધારા.
ચાર વેદ ખટ શાસ્ત્ર કહીએ, નીરાકારને સાકારા.
સુન્યમે ૪
ઓહી અમરત કીધામાં ન આવે, નહી આવે ઉનકા આરા;

રેવારામ શ્રી હેમાનદ ચરણે, જ્યાં જોઉં ત્યાં ચોધારા
સુન્યમે. ૫

## ભજન. ૨ ( રાગ લાવણી. )

અમરત ઈશ્વર નામ હરીકું, બીજુ કાંઇ ન જાણો;
જ્ઞાની મુની વેદ કહે છે જે શ્રુતિસ્મૃતિ પ્રમાણો
અમરત૦ ટેક.

ધ્રુવ અમરીષને ઔર વીભીષણ, અમરત નામ એને લીધો;
પીપોને નામદેવ કબીરજી, પ્રેમ ભાવે પ્યાલો પીધો.
અમરત૦ ૨

પ્રથમ પ્રેલ્હાદ નામ ગ્રહ્યું તે, હરણ્યાકંશ બહુ દુ:ખ દીધો;
સ્થભ ફોડી નરસિંહ પ્રગટયા, પ્રેલ્હાદનો કારજ કીધો.
અમરત૦ ૩

ગજ ગુનકાને પશુ પારધી, તેને શું સુકૃત્ય કીધો;
નીચ જાત તે નાર ભીલડી, અમરદાન તેને દીધો
અમરત૦ ૪

પતીત પાવન પ્રભુ આપછો, દાસ જાણીને દયા કરજો;
રેવારામ શ્રી હેમાનંદ ચરણે, આ અરજી ઉરમાં ધરજો.
અમરત૦ ૫

## ભજન ૩ [ રાગ—લાવણી ]

નામ નિશાની જાણ્યા વીના, ભક્તિભેદનો નહી આવે,
પોલ પોલનુ કામ નથીએ, કહો પ્રભુને કેમ ભાવે. નામ૦ ટેક

ઓળખ્યાવીના અંધારૂં કહીએ, ભુલ્યાને ભીતે ભટકાવે;
ગુરૂમંત્ર દીવો નહી ઘટમાં, સેજ ચોરાશીતે જાવે. નામ૦ ૨

ખોટું નાણું કામ ન આવે, સાચાને કોણુ અટકાવે,
નીર્ગુણુ શીલગુણુ ભેદ કરીને, અધવીચ જીવને લટકાવે
નામ૦ ૩

જીવપણામાં મુકિત ન જાણે, ગાફલ નર ગોથાં ખાવે,
સદ્ગુરૂની સાન વિના તે, કહો મુકિતએ કેમ પાવે
નામ૦ ૪

નામ રૂપ ને ગુણુ ચરિત્ર, ચાર એકતા બતાવે,
રેવાશમ શ્રી હેમાનદ ચરણે, ઓહી નામને ઓળખાવે
નામ૦ ૫

## ભજન ૪ ( રાગ લાવણી. )

નામ ઓળખી જેજન જાગ્યા, તેરે જગતમાં છે આવા;
મોહ લોભને મમતા મુકી, નહીં કોઇથી તેને દાવા.
નામ. ટેક.

શેઠ સગાળશા પુત્ર વધેર્યો, ધણી આવ્યા તેનું ધરમ જોવા;
નરનારી મળી શીષ ખાંડીયાં, સત્યવાદી કેમ બેસે રોવા.
નામ. ૨

મુરધ્વજ પાસે માગ્યુ માવજી, અરધું અંગ અમને આલો.
તેથી કામ થાય અમારૂં, જો પ્રભુને હોય વાલો.
નામ. ૩

સુત નારીને નરપત બોલાવ્યાં, કરવત મુકયુ છે માથે,
પીડ વહેરીને આલ્યુ પ્રભુને, વેચાણાં હરજી હાથે
નામ ૪

સત્યવાદી બહુ થયા જગતમાં, કહો ગણી કેટલા કહીએ.
રેવારામ શ્રી હેમાનંદ ચરણે, ભકિત ભેદ સમજી લઇએ
નામ ૫

## દોહરો.

ભકિત આદ્ય અનાદ્યકી, જાણે વીરલા સંત,
જપ તપ જોગ ઉપાસના, સૌનું ભકિત મંહત

## ભજન ૫ ( પદ. )

સુરતા સુન્ય શહેરમાં રે, ઉપરની તો લીલા જોતી;
એવુ જ્ઞાન લીધુ ગોતીરે, નીમળ વરસે મોતી
સુરતા૦ ટેક. ૧

ગાજવીજને ગરજના, નેઅમી વરસે અપાર,
ત્રીવેણીના નીરમાં, સાંધી લ્યો નીજધાર તમે ધ્યાન ધરી
જો જોરે, જળમળ જળકે જોતી. સુરતા૦ ૨

ગગન મંડળના ગોખમાં, થાવે અનહદ નાંદ,
ચોદીશ તેજ ચળકી રહ્યો, અખંડ પુરૂષ છે આધ્ય,
એવા રણુકા રહેવુ રે, પ્યાલો પીધો પનોતી સુરતા૦ ૩

સ્વાતીના સરવલાં, આભાબુદ આકાશ;

પુરાબીન પાવે નહી, ત્યાં નહીં જમકો ત્રાસ
નીરજન છે ન્યારારે, વેદવાણી આદ્ય હોતી. સુરતા૦ ૪

ચાર વેદકો ભેદ હે, સબ જ્ઞાનીકો જ્ઞાન
સરવે સીદ્ધનકો સીદ્ધ હે, તત્વ ચરણકો ધ્યાન,
રેવારામ કહે છે રે, ચેતન ચીતવોની— સુરતા૦ ૫

## ભજન. ૬ (૫૬)

મને પ્રેમ પ્રીતો લાગી રે, આ જુગ જોયુ જાગી;
એવી ભવની ભાવટ ભાગી રે, સુરત મારી સેજે લાગી
મને૦ ટેક ૧

તીન પાંચ ને નવ પદરા, તેનો કરો વીવેક;
બાવન અક્ષરથી બારો બોલે, એ છે સનાતન એક;
જુદા નામે ભાસ્યો રે, વાલો મારો બહુ રંગી મને૦ ૨

પાચ મુદ્રાની પાર છે, ઓર અવસ્થા ચાર,
અ ગથી તે અળગો નહી, તેનો કરો વીચાર;
ભાવે તમે ભેટો રે, સ્વામી મારો સોહાગી. મને૦ ૩

કીરપા બીન પાવે નહીં, નીરાકાર નરેશ,
જુગ વેત્તા જગદીશ છે, જાણે સંત સુરેશ,
પરિબ્રહ્મ ભાળ્યા રે, નીરાલબ સબ સાક્ષી મને૦ ૪

પુરણબ્રહ્મ પરમાત્મા, પરા પાર જે ધામ,
સ્વર્ગ મૃત્યુ પાતાળમાં, સઘળે સાચા શામ,
રેવારામ કહે છે રે, થયો હુતો અનુરાગી મને૦ ૫

## ભજન ૭ (પદ.)

જુગની માયા જાગીરે, જોયા તણી ચોટો લાગી
એવો મોહે તુ મોહ્યો રે, ભ્રાંતો તારી નવ ભાગી
જુગની. ટેક ૧
કાયા નગરના કોટમાં, મનસુખો સરદાર,
કરે કરાવે એજ છે, ને ગુન્હાનો ભરનાર,
તેને સારો કેમ કહીએ રે, સમજી તમે દીયો ત્યાગી
જુગની. ૨
કાચી કાયાનો નહી ભરૂસો, તેનો સમજી જોજો સાર,
અનેક જુગ એમ વહી ગયા, તેનો નાવ્યો પાર,
બોજો પલટાણો રે, આશા તારી બેઠી આધી જુગની. ૩
જન્મ્યા તે તો સરવે જવાના, નહી કોઇ અહી રહેનાર;
સતની શીખામણ સમજ્યો નહી, બીજો કોણુ છે કહેનાર,
ડુબી શીર બેઠો રે, સાચી શીખો નવ લાગી. જુગની ૪
જુવાનીના જોરમા, જોયુ નહી દિવસ કે રાત,
જમનાં તેડા આવશે, માથે છે મરણુ ઘાત,
રેવારામ કહે છે રે, નામમાં અનુરાગી જુગની. ૫

## ભજન ૮. (પદ)

ઘટમા જાગી જોયું રે, મારૂ મન હરી શું મોહ્યુ,
હવે પુન્યપાપ નહી રે, જ્ઞાન કરી ગગમાં ધોયુ.
ઘટમાં૦ ટેક ૧

દિવ્ય ચક્ષુ મીલાવતા, અંતર થયો અજવાસ,
અજ્ઞાન હતુ તે ઉડી ગયું, પ્રભુ દેખાયા પાસ,
એક બ્રહ્મ ભાસ્યોરે, દુઃખ મારૂં સરવે ગયુ. ઘટમાં૦ ૨

પીંડ બ્રહ્માંડમાં શોભતા, સાચા સુંદરશ્યામ,
હરીવરને ભેટતાં, બેસે ન કોડી દામ,
પુરાની પતીજોરે, ચેતન ચીત પ્રોયુ ઘટમા૦ ૩

સમાધી સ્વરોદય જ્ઞાન નહીં ધ્યાના, એવો છે વિવેક.
ગુરૂ કૃપાબીન પાવે નહી, એ છે જુગમાં એક,
ઓળખ્યાવિના અંધારૂંરે અંતકાળે દુષ્ટ રોયુ. ઘટમાં૦ ૪
સુવર્ણ કેરા દાગીના, જોતાં અનેક જણાય,
ભાગીને ભુકો કરે, ગાળે એકજ થાય,
રેવારામ કહે છે રે, આખર હેમ થયુ. ઘટમાં૦ ૫

## ભજન ૯ (૫૬)

ભાન કેમ ભૂલ્યો રે, અંતર તારે વાસ્યુ તાળું,
કલેજું તારૂં કાળુ રે, ત્યાં ન થયુ અજવાળું ભાન૦ ટેક

આદ્ય અંત ઓળખ્યા નહીં મધ્યમાં રહ્યા લોભાઈ;
ઓચિંતાના ઉડી જાશો, સાથે આવે ન પાઈ,
ફોકટ શીદ પુલ્યો રે, આયુષ્ય તારૂ એળે ગાળ્યુ.
ભાન૦ ૨

પાંચ તત્વનો પારખો, કહો કેવો છે આકાર,
આકારથી ઉંચો છે, તેનો લાવો પાર,

સાને સમજાવો રે, સમાધી કરી શું ભાળ્યુ. ભાન૦ ૩
સાત શુન્ય એ કયાં છે, તે કયા છે ગગન ગુફાય,
સાત ત્રીવેણી શોભતી, કયાં જોતી દર્શાય,
અખડ અવિનાશ કયાં છે રે, ધ્યાન ધરી શુ ભાળ્યું ?
ભાન૦ ૪
પ્રેમ બીના પાવે નહી, બ્રહ્મ જ્ઞાનકો સાર,
હેમાનદને ભેટતાં, વરત્યો જય જય કાર,
રેવારામ કહે છે રે, વચન મેં ગુરૂનુ પાળ્યુ. ઘટમાં૦ ૫

## ભજન ૧૦ ( ૫૬ )

અહકાર બીજ એવુ રે, મારૂ તારૂં જોયા જેવુ;
પલમાં વણશી જાશે રે, સંસાર સુખ છે એવુ
અહંકાર ટેક
કાયા માયા છે કારમી, જોતામાં તે જાય,
ધર્મરાયનુ તેડુ આવશે, નાગો ઉઠી શુ નાહ્ય,
માટે સત્ય બોલોરે, સભાળીને નામ તો લેવું
અહંકાર ૨
જુવાનીના જોરમાં મોટો થઇ મલકાય;
વિષ્ટામા વળગી રહ્યા, સમજયા બિન વીખ ખાય,
ફોકટ શીદ ફાટયો રે, અંતકાળે અહીથી જવુ.
અહકાર. ૩
પુન્ય પાપ સમજ્યો નહી, પાપોમાં અથડાય,
સત્સંગને સાધ્યો નહી, પાછળથી પસ્તાય,

લોભે લાભ ભુલ્યો રે, માથે તારે ઘણુ દેવું.
અંહકાર. ૪
નાશવંત પદાર્થ ભાસે સઘળુ, અતે નાશજ થાય,
સમજુ સત કેમ જાણીયે, એઠો હરી ગુણ ગાય,
રેવારામ કહે છે રે, પ્રેમે હરી ચરણમાં રહેવું
અહકાર ૫

## દોહરા.

રેવારામે રાખીયુ બ્રહ્મતત્વનુ જ્ઞાન,
સતો સેવે ભાવથી, મુકીને અભિમાન.

ત્રિવીધ તાપ તો ટાળશે, વાલો મારો તેહ,
એક પ્રેમ સાચો હશે, હરિશકર કહે એહ

નર નારી બ્રહ્મજ્ઞાનરત, કરે ન દુસરી બાત,
કોટી લોભ હેત લાગી રહી, કરે વીપ્ર ગુરૂ ઘાત

## ભજન ૧૧. ( પ્યાલો. ૧ લો. )

પ્યાલો અમને પાયોરે, ગુરૂએ મારે મંત્ર ભણી,
અતરમાં ઓળખાયારે, સાચા સુદરશ્યામ ધણી.
પ્યાલો૦ ટેક ૧
પેલે પ્યાલે પ્રેમ ઉપજ્યો, અંતર થયો અજવાસ,
જ્ઞાન સૂર્ય ઉદય થયો, મટી ગયા તીમીરભાસ,
પરમાનદપદ આવ્યાંરે, દુબધા મારી સરવેહણી પ્યાલો૦ ૨

બીજે પ્યાલે બહુ રંગ લાગ્યો, રોમ રોમ એક તાર,
પરા પુર્વની પ્રીતથી, પામ્યો હું તો પાર,
ગુરૂ મારા સાચારે, આદ્ય અંત એક ગણી. પ્યાલો૦ ૩
ત્રીજે પ્યાલે તૃષ્ણાવળી, નખશીખ પ્રગટયું નુર;
અખંડ ધારા વરશીયો, ગગનમાં ભરપુર,
એના ત્રણ તાપ તો ટાળ્યા રે, સુરતા મારી સેજ અણી
પ્યાલો૦ ૪
ચોથે પ્યાલે ચોદિશામાં, વરત્યો જયજયકાર,
પીંડ બ્રહ્માંડમાં શોભતા, સત્ય ગુરૂ નીજ સાર,
ઘટો ઘટ બોલેરે, જુદા જુદા સ્વરૂપ બની પ્યાલો૦ ૫
પાચમે પ્યાલે પરમાત્મા, દરશ્યો અખંડ સ્વરૂપ,
એકવીસ બ્રહ્માંડપર આપછો, નહી ત્યાં છાયા કે ધૂપ,
મે તો પુરા ગુરૂ ભેટયા રે, વેદની અંધાણી પ્યાલો૦ ૬
છઠો પ્યાલો જે જન પીએ, એક પલકમા દર્શાય,
તે આનંદને ૯૮ા, જન્મ મરણુ રોગ જાય,
દાસરેવા કહે છે રે, જુકિત મળી જોયા તણી પ્યાલો૦ ૭

## ભજન ૧૨ (પ્યાલો ૨ જો)

પ્યાલો ગુરૂએ પાયો રે, સુરતા મારી શુન્ય ચઢી,
ગગનમાંતો ગાજ્યો રે, બકના લેરે લોવળી
પ્યાલો૦ ટેક ૧
પેલો પ્યાલો પીવતા, પુર્ણ થયો વિશ્વાસ,
જગત ફંદ જુઠા પડયા, સાચી ગુરૂની આશ,

લહેરી એવી લાગી રે, મહા પદમાંહ્ય મળી.

પ્યાલો૦ ૨

બીજે પ્યાલે બહુ રસ લાગ્યો. જાગ્યો અનુભવ આજ
ઘણા દિવસથી ડોલતાં, ગુરૂએ સુધાર્યા કાજ,
નીર્ભય મન કીધાં રે, વરની ગઇ ચરણે લગી

પ્યાલો૦ ૩

ત્રીજે પ્યાલે તુર થયો, ભાસ્યો ચરાચર એક;
હુ ને મારૂં મટી ગયું, વિચારતાં વિવેક,
દ્વીતીયા ભાવ ટળ્યો રે, પ્રેમથી જ્ઞાને ગળી.

પ્યાલો૦ ૪

ચોથો પ્યાલો ચાખતાં, સુર્ય થયો પ્રકાશ,
અષ્ટ કમળપર આપ છો, ગુરૂ દેવનો વાસ,
તુરીયા તાર લાગ્યો રે, ભાવથી હુ તો ભળી

પ્યાલો૦ ૫

પાચમે પ્યાલે પરા પારમા, વરશ્યો અખડ ધાર,
નીજ સ્વરૂપને પામતા, વરત્યો જયજયકારઃ
ભરમણા સરવ ભાગીરે, ગુરૂ ગમ જોતાં જડી.

પ્યાલો ૬

છઠે પ્યાલે સુખ થયું, નહી ત્યાં પુન્ય કે પાપ,
પાચ પચાસને મુકતા, મળ્યા આપો આપ,
રેવારામ કહે છે રે, આનદમાં અષ્ટકળી.

પ્યાલો. ૭

## ભજન ૧૩ (પ્યાલો ૩ જો.)

પ્યાલો ગુરૂએ પાયોરે, પીતાં મને અમર કરી,
જન્મ મરણ નહીં રે, સમજી હું તો ઠેકાણે ઠરી
પ્યાલો ટેક

પેહેલો પ્યાલો પ્રેહલ્હાદનો, પીતા આવ્યો રંગ,
સ્થંભ ફોડી હરી નીકળ્યા, પાપીનો કીધો ભગ,
પ્રેહ્લાદ કામ કીધારે, વેદમાં તો શાખો ખરી
પ્યાલો ૨

બીજો પ્યાલો મીરાંબાઇનો, રાણાજીએ નાખ્યું ઝેર,
અમૃત કરી પી ગયાં, વરતી લીલા લહેર,
જુગમાં વાતો જાણીરે, આપોઆપ આવ્યા હરી.
પ્યાલો ૩

ત્રીજો પ્યાલો ધ્રુવ અમરીષનો, અમર કીધી કાય,
એવા ગુરૂ જો મળે, પ્રેમે કરીને પાય,
તમે ચીત્તમાં ચેતી લેજોરે, આ અવસર ન આવે ફરી
પ્યાલો૦ ૪

ચોથો પ્યાલો કબીરનો, સાચો લાગ્યો બોધ;
પથર કેરી મુરતી, તેને પાયો દૂધ,
વાણી સરવે જાણીરે, નીર્ગુણુશીલ ગુણુજરાજરી
પ્યાલો૦ ૫

પાંચમો પ્યાલો પાંડવતણો, સાચી પાળી પ્રીત,
પાચ ભાઇને એક નારી, એવી રાખી રીત,

દ્રૌપદી સતિ સાચીરે, ભાવથી પાંચને વરી
પ્યાલો૦ ૬

છઠો પ્યાલો સુખદેવતણો, પાયો વીદેહી ભુપ,
સશય સરવે છુટી ગયા, મળ્યા એકજ રૂપ,
રેવારામ કહેછે રે, પ્યાલો પીધો પ્રેમ કરી
પ્યાલો૦ ૭

## ભજન ૧૪ ( પ્યાલો ૪ થો )

પ્યાલો ગુરૂએ પાયોરે, આવ્યુ મને કેફ ચઠી;
ગગનમાં બાજયોરે, અનહદ નોબત ગડી પ્યાલો૦ ૧

પેલો પ્યાલો ગુરૂ દેવનો પાયાનાં પ્રમાણ,
ગુરૂ પુરણ પર માન્યા, મટાડી ચારે ખાણ,
અદ્વૈત પદ આપ્યાં રે, ગુરૂ ગમ આવી જડી
પ્યાલો૦ ૨

બીજે પ્યાલે બુદ્ધિ પ્રકટી, મટયા મન વિકાર,
અતરમાં અજવાળું થયુ, ટળ્યા તીમીર અંધાર,
લગની મારી લાગી રે, દુબધા સરવે દુર પડી.
પ્યાલો૦ ૩

ત્રીજે પ્યાલે ત્રણ ગુણ ઓળખ્યા, પાંચ પચીસનો રગઃ
સત્ય ગુરૂના પ્રતાપથી, કીધો સરવેનો ભગ,
અડગ મન રાખ્યુ, સુરત ગુરૂના વચને ખડી.
પ્યાલો૦ ૪

ચોથે પ્યાલે સુન શીખરમાં, સુરત કર્યો પ્રકાશ,
એકવીસ બ્રહ્માંડ પર, જઈને કીધો વાસ,
આનંદ સુખ આવ્યું રે, વચનોની લાગી રે જડી.
પ્યાલો૦ ૫

પાંચમે પ્યાલે પુરણ થયા, રોમ રોમ રણુકાર,
પ્રેમ ગગા ત્યાં પ્રકટી, વહે અખડ ધાર,
ઉલટ આઠે પહોરી રે, છુટે નહીં પલક ઘડી. પ્યાલો૦ ૬

છઠો પ્યાલો જો કોઈ પીએ, સાચા સદ્‌ગુરૂ પાય,
જન્મ મરણ સંશય નહી, તેની સેજે મુકિત થાય,
હેમાનંદ કહે છે રે, વરની મારી બ્રહ્મમાં ભલી.
પ્યાલો૦ ૭

## દોહરા.

સુરતા સ્નેહી પામશે, લેશે ગુરૂથી નાર,
પ્રીત પ્રેમથી પાલશે, એ જે અંતરનાર.

## કુંડળીઓ.

બ્રહ્મજ્ઞાનકા ભેદ હે, સેજે જો પમાય,
અનુભવના ઉદય થયા. તીમીર નાશી જાય,
તીમીર નાશી જાય, સઘળે રવી પ્રકાશ,
આપણાની ગુલતાન રહે, ત્યાં નહીં જમકા ત્રાસ,
કયેસોરે પામીશ અગથી અવગુણ જાય,
બ્રહ્મજ્ઞાનકા ભેદહે, સેજે જો પમાય.

## કુંડળીઆ.

એક બુંદસે કાયા ભઇ, તીન ગુણુકા નાર,
પાંચસેં પચીસ થઇ, એંસી વરતી અપાર,
એંસી વરતી અપાર, ઘટોઘટ ડગમગ ડોલે,
તેમાં વસે કીરતાર, બાવનથી બારો બોલે.
ગુરૂ મલે અવીનાશ, અગમકી ખડકી ખોલે
કહેસો રેવારામ, નહી કોઇ તેના તોલે

## રેકતા.

સત સદા શીતળ રહે, સદા બાત કહી સત ભાવકીજી;
કાવદાવકે ધાવસુ, નહીં ડરે જા કે સુરત વીધી પરાપાર કીજી;
જ્ઞાન સ્વરૂપે ગુમ રહે, જા કે પક્ષ નહી કોઇ યારકીજી;
રેવારામ કહે નીરાધાર રહો, સદા ચોટ ખેલો એક ચાલકીજી;
જાગ બે જાગ, ગાફલ જાગ્યા નહીં,
ઉઘમાં આપકા અર્થ ખોયા, મુરખ મન સમજી શકયો નહીં
મોહ માયામા જઇ મોહ્યા. મોહજંજાળકી મોટી ફાંસી,
કાળકી ચોટમાં કઇક રોયા, સતકા જ્ઞાન તો ભુલગયા;
અસતકા જ્ઞાનથી ખુબ જોયા રેવારામ કહે,
કહયો માન મેરો. કઇક ગયા ને કઇક ધોયા.
તાર કર તાર કર, સોહં બ્રહ્મ તો થાય ભેળા.
અસંખ્ય જુગ આથડતો આવ્યો, શીષ્ય ગુરૂકા આંહી ચેલા;

ઓળખ્યા વિના કામ નહી આવે, શીદ વાળેછે ઢોંગ ગોળા,
રેવારામ કહે સુનભાઈ સાધુ, એક દીન કાઢે કાગ ડોળા.

---

ધ્યાનકર ધ્યાનકર ધ્યાનકા ધીર નર, વીવેક વીચારથી જોઇ લેના,
પાંચકુ જીત પચીસકુ માર કર, બ્રહ્મ સ્વભાવમે સોઇ રેના;
સાર પામ્યા બીન હાથ ન આવે, સત્યકા શબ્દ ઓહી કેના;
કહે રેવારામ સુનભાઇ સાધુ, અખડ સ્વરૂપકા ધ્યાન લેના

---

પ્રેમ કર પ્રેમ કર પ્રેમકી પ્રીત કર, સુરત નીશાની જોઇ રેના;
ગગન મંડળમાં અમીર ઝરત હે, બકના બળેલી પી લેના;
શીષ પડે પણ તાર ન ચુકે, સેજ સમાધી ઓહા કેના,
કહે રેવારામ સુનભાઇ સાધુ, સબ સંસારતો જાય વહેના

---

## કકકો.

કકા કર સદગુરૂનો સગ, તેથી ચઢે અધિકો રગ,
અતરમાં થાશે અજવાસ, મટી જાશે તીમીરનો ભાસ,
એક આત્મા સઘળે અગ, કકા કર સદગુરૂનો સંગ
ખખા ખોજો ઘટની માંહ્ય, તુજને દર્શન થાશે ત્યાંય,
વેદ ભેદની સમજો વાત, ત્યારે શબ્દ બેસે ઘાટ,
અતે સરવે નહી ન્યાય, ખખા ખોજો ઘટની માહ્ય.
ગગા જ્ઞાન ઉજાગર થયુ, હરીનુ નામ હ્રદયમાં રહ્યું,

જપવાની જુગ્તી પાય, અતે નરતે નહી પસ્તાય,
એવું લક્ષ જેને લહ્યું, ગગા જ્ઞાન ઉજાગર થયુ

ઘઘા ઘટ ઘટ ઠાલો નહી ઠામ, સરવે દીસે આત્મા રામ,
ગુણે કરી જુદો દેખાય, જેને જેવો તે ગુણ ગાય,
સઘળે દીસે સુદર શ્યામ, ઘઘા ઘટપટ ઠાલો નહી ઠામ.

રરા રોમરોમમાં એની વાસ, જેવી રીતે રહ્યો આકાશ,
ત્રીવિધીનો નહીં ત્યાં ત્રાસ, ભાસે નહી ત્યાં બીજો ભાસ;
અલખ નીરજન પોતે ખાસ, રરા રોમરોમમાં એનો વાસ

ચચા ચેતે ચેતન રૂપ, ત્રણ લોક માયાનુ કુપ,
હું ને મારૂ કરતાં મરે, હરીનું નામ ચીતમાં નહીં ધરે;
તેમાં ભુલ્યા મોટા ભુપ, ચચા ચેતે ચેતન રૂપ.

છછા છેલા મુકીઇ દે, હરી ગુણ ચરણમાં રહે,
ચરણે ચીત્ત જો ચોંટી જાય, પરમ પદની પ્રાપ્તી થાય,
હરી ગુરૂની છાયામાં રહે. છછા છેલાઇ મુકી દે.

જજા જુકિત જાણો જેહ, વણ વાદળ જ્યાં વરસે મેહ;
વિના સરોવર જળ દેખાય, હસા મુકતા ફળ ત્યાં ખાય,
એવો આનદ મનમાં લહે, જજા જુકિત જાણે જેહ;

ઝઝા જુવાનીનું જબરૂં જોર, તેથી પેસે સઘળા ચોર,
જો સતગુરૂ કીરપા કરે, તેથી ચોર બહુ વીધ ડરે,

એવા સતગુરૂ આપે મોર, ઝઝા જુવાનીનું જબરૂં જોર;

ટટા ટંકશાળ ચાલે જ્યાંય, હરી વીના બીજો નહીં ત્યાંય,
તુરીયા તજતા રહે આકાશ, બુદ્ધિમાન કરે ત્યાં વાસ;
ત્રીસે એકલા આપ ગુસાંયઃ ટટા ટંકશાળ ચાલે જ્યાંય;

ઠઠા ઠરને મનની માંહ્ય, પરમાનંદ વરતાશે ત્યાંય;
ત્યાં નહીં બીજાની બીક, ચોરાસીની ટાળી બીક,
એક આત્મા સમજી જાય, ઠઠા ઠરને મનની માંય.

ડડા ડાહપણ તારૂં રહ્યું, સદ્‌ગુરૂ કહે તે નીશ્ચય થયું,
એક અખંડી પોતે આપ, તે ટાળી ત્રીવીધી તાપ,
નીર્ગુણસીલ ગુણ એક થયું, ડડા ડાહપણ તારૂં રહ્યુ.

ઢઢાઢોંગી ત્યા નહી જાય, આ પાપથી બહુ પસ્તાય,
ખટદર્શન પામે નહીં પાર, એવો સદ્‌ગુરૂ છે નીરધાર,
પ્રેમી પ્યાલો સદ્‌ગુરૂ પાય, ઢઢાઢોંગી ત્યાં નહીં જાય

રણારેણ દિવસમાં જાગ, પાંચપચીસને સરવે ત્યાગ,
હરી ભજ્યાનો આવ્યો લાગ બાંધી તેને પુન્યની પાગ.
આદ્ય અંતે સમજી ત્યાગ રણારેણ દિસવમાં જાગ.

તતાતારૂં આપ તપાસ, મોહમાયાની કાઢો કાશ,
મોહ જંજાળે બાંધ્યો ફરે, પતંગ જેમ દીપકમાં પરે,
એવી દેહની હોમે લાસ, તતાતારૂ આપ તપાસ,

થથા થીર નહીં રહેવું આંહી, એવુ સમજી હયે। મનમાંહી.
અગમ દેશમાં તારો વાસ, જેમ આ ઘેરો દીશે આકાશ·
એક અખંડી દીશે ત્યાંહી, થથા થીર નહીં રહેવું આંહી

દદા દીલ દરપણુમા જોય, જો જે દરપણ નાંખે ખોય,
દરપણ વીના નહીં ભલાય, ચેતો અવસર ચાલ્યો જાય,
એવું સમજી મનમાં રોય, દદા દીલ દરપણુમાં જોય;

ધધા ધ્યાન ધણીનુ ધાર, તેથી ઉતરો સીધુ પાર,
મુકે સદગુરૂ માથે હાથ, ત્યારે સુજે અંતર સાથ;
એવું સમજો નર ને નાર, ધધા ધ્યાન ધણીનું ધાર.

નના નિર્ગુણુ થાશે આપ, જ્યારે જાશે સરવે પાપ,
એવો છે ગીતામાં સાર, સાંધી હ્યોને તનમાં તાર,
એવું જાણી જપવા જાપ, નના નિર્ગુણુથાને આપ.

પપા પાર પામો એહ, જેથી જાએ મનનો દ્રેહ,
મનને જીતો કરી સંગ્રામ, ત્યારે પહોંચો પુરણ ધામ;
વળતો ઉત્તર કોને કેહ. પપા પાર પામો એહ;

ફફા ફુકી દ્યોને ફંદ, ત્યારે ટળશે જમનો બંધ;
આંહી નથી કોઇ આપણું, વગડાગ્નિષે છે તાપણું;
જેમ ભમરો લહો સુગંધ. ફફા મુકી દ્યોને ફંદ;

બબા બીજક જેનું ગળ્યુ. જન્મ મરણ દુઃખ તેનુ ટળ્યુ;
વાસના ફેર ફેરવે  અવતાર, માટે તે વાસનાને ટાળ,
લુણ જેમ પાણીમાં ભળ્યુ, બબા બીજક જેનુ ગળ્યું;

ભભા ભુલ્યો શશીને ભમે; કાળે કરી કાયાને દમે,
તેનુ તુ તો કરી લે ભાન, મુકી દેને મનનું માન,
રંગ ભોગની બાજી રમે, ભભા ભુલ્યો શીદને ભમે,

મમા મુકો મનનો મેલ, એવુ સમજી લ્યોને સેલ,
ધન જોબન તન વાદળ છાય, અન્તે સરવે ઉડી જાય,
એવું સમજી મનમાં રેલ, મમા મુકો મનનો મેલ;

યયા યાદી રાખો એહ, શ્વાસોશ્વાસ ચાલે છે જેહ,
ત્રીવેણીમાં રાખો તાર, પાચ પચીસને ગરદનમાર.
આજે સમજી લ્યોને નેહ, યયા યાદી રાખો એહ.

રરા રસ્તો વીકટ દેખાય, ઠગ સામો કોઇ શુરો થાય,
કળને મારી કરે ચકચુર, એવા જગમાં વીરલા સુર,
માયાનું ગાણું સૌ ગાય, રરા રસ્તો વીકટ દેખાય

લલા લાભ ઘણો દેખાય, અનુભવ કોઇ સેજે પાય,
પરિબ્રહ્મથી સુરતા જોડ, ત્રણ ગુણને સમજી તોડ,
દ્વિતીઆ ભાવ દીલના જાય, લલા લાભ ઘણો દેખાય.

વવા વહેમે વળગી રહીશ, મુવા પછી અવગતીયો થઇશ,
માટે તું જ્ઞાન વિચાર, તારે જવુ પરાની પાર;
મરણુ વેળાએ કોને કહીશ, વવા વહેમે વળગી રહીશ

સસા શુન્ય મંડળમાં જોય, ગે બાગ જેના ત્યાંજ દેખાય,
વણુ મુકે ત્યાં ગીતજ ગાય, સુરતા સમજી ત્યાં સમાય,
એવો આનંદ જેને થાય, અસારશુન્ય મંડળમાં જાય

ખખાખાંતે કરી વીચાર, તેથી પામીશ ભવનોપાર,
જન્મમરણુની વળગી જાળ, માટે સમજી આંટીટાળ,
સદગુરૂવિના પામીશ ન પાર, ખખાખાંતે કરો વિચાર

શશા સદગુરૂ સૌમાં સાર, એવુ સમજે તે નરનાર,
જ્ઞાનીને ગુરૂ આવી મળે, હુ ને મારૂ તરતજ ટળે,
એવા સદ્દગુરૂ પમાને પાર, શશા સદ્દગુરૂ સૌમાં સાર

હહાહરીને હેતે ભાળ, તનમન દરશનમાં ગાળ,
દર્શન પ્રસન્ન થશે દેદાર, ત્યારે પામીશ તેનો પાર,
અજ્ઞાન સઘળુ અંગથી ટાળ, હહા હરિને હેતે ભાળ

અક્ષર અક્ષર આતમ સાર, જે સમજે કોઇ નરનેનાર,
બારાખડી સંપુર્ણ થઇ, ગુરૂચરણે રેવારામ કહી,
સંવત ઓગણી સીતેરની સાલ, તિથી આઠમને રવીવાર.

ભાદરવાનો ભાગ્યો ભરમ, શુકલ પક્ષનો થયો ઉમંગ,
ખેડાલુ તાબે ચોટીઆ ગામ, જાતે બ્રાહ્મણ અબારામ,
ગુરૂ સેવામાં સંપુર્ણ રહ્યા, કકા નાપદ ત્યારે કહ્યુ

ગરબો (ગરબે તો સદગુરૂ ના રમીએ) એ રાગ.

ચરણે સદગુરૂના જઇએ, ગુણ નીત્ય હરજીના ગાઇએ ટેક
કારતક માસે છે કાયા કાચી, તેથી મન અનુભવમાં રાચી;
જ્ઞાન મે તો લીધુ છે જાચી, ચરણે સદગુરૂ ના જઇએ. ૧

માગશાર મહીને મન મારૂ મોહ્યુ, જાગી મે તો અંતરમા જોયું,
દુ:ખ મારૂં દીસે ગનુ ખોયુ, ચરણે સદગુરૂના જઇએ. ૨

પોસ માસે પ્રીતો છે સાચી, સખી હવે નહીં પડુ પાછી;
મને મળ્યા અગમનીવાસી, ચરણે સદગુરૂના જઇએ ૩
માહા માસે મરણ ઘણો જડીઓ, પીધો મે તો પ્રેમતણો પડીઓ;
લાલચ છોડી લાલશુ લડીઓ, ચરણે સદગુરૂના જઇએ. ૪

ફાગણ માસે ફીકર છોડી ફરીએ, ભજન અમે પ્રભુતણો કરીએ;
ખરો સાર સમજીને તરીએ, ચરણે સદગુરૂના જઇએ. ૫

ચેત્રમાસે ચીતા ઘટભાગી, મારી વરતી ચેતન શું લાગી;
જોયુ મેં તો અનુભવે જાગી, ચરણે સદગુરૂના જઇએ ૬

વૈશાખ માસે ફળ રહ્યાં ઝુલી, મારી વરતી બ્રહ્મમાં ડુબી,
જોઇ મે તો અનુભવમાં ખુબી, ચરણે સદગુરૂના જઇએ. ૭

જેઠ માસે જુકિતથી જાણ્યા, વાલાને મે તો અંતરમાં આણ્યા,
પ્રેમ કરી મહા પદમાં માણ્યા, ચરણે સદ્ગુરૂના જઇએ. ૮

આસાઢ માસે આનંદતણી હેલી, ફરૂં છુ હું તો પ્રેમતણી ઘેલી,
સુરતા મારી મહા શુન્યમાં ફેલી, ચરણે સદગુરૂના જઇએ. ૯

શ્રાવણ માસે સ્વાતીનો વરસ્યો, શાન્તી પામી રદયમાં દરશ્યો,
તેથી મારો વનમાલી હરશ્યો, ચરણે સદગુરૂના જઇએ ૧૦

ભાદરવે તો ભ્રમણા ગઇ ભાગી, વરતી મારી મોહ માયા ત્યાગી,
આશા મારી અનુભવમા લાગી, ચરણે સદગુરૂના જઇએ ૧૧

આસોએ અંગર ઝડ લાગી, ભીડ મારી ભવોભવની ભાગી
રેવારામ થયા અનુરાગી. ચરણે સદગુરૂના જઇએ. ૧૨

ભજન ૧૫ (ગોવીંદની ગત ન્યારી) એ રાગ.

ગુરૂબીન જ્ઞાન કયાંથી મળે,
સતોરે ભાઇ ગુરૂબીન જ્ઞાન કયાંથી મળેરેજી
પુછયાથી પારખ પડે મેરે દાતા,
ગુરૂવીના જ્ઞાન કયાંથી મળેરેજી ટેક

ખબરવીનાનો હિડે ખોળતો, રાતદીવસ રઝળે રેજી;
પુરા મળે તો પંડોળા ઉતારે, રેણુ અંધારી ટળે સંતોરે ભાઇ,
ગુરૂબીન જ્ઞાન કયાંથી મળેરેજી. ૧

પ્રેમ પ્યાલા પાયા જયારે સદગુરૂ કૃપાએ, સતના શેરે વળેરેજી,
ધીરજ ધરીને કરે ધ્યાનમાં, આગમની ગમ ગમ જડે
સતોરે ભાઇ ગુરૂ૦ ૨

કાયા નગરમાં કમળ ખોજવા, હરદમ સાથે હળેરેજી,
નાભી કમળમાં નીશાન રખલ્યો, ઓહુઘાટ ત્યાં ઘડે
સતોરે ભાઇ ગુરૂ૦ ૩

હૃદયમાં જયારે થયું અજવાળુ, નાભીથી નાવ ચડેરેજી,
સહાય સાળી દોરી સદગુરૂથી, સુરતા સેજમાં ભળે.
સતોરે ભાઇ. ગુરૂ૦ ૪

નીર્ગુંણ નીરજન નાથ નીરખો, કાળચોટ નવ ચડેરેજી,
ત્રીવેણીમાં પડે ટકશાળો જળહળ જ્યોતો બળેરે.
સતોરે ભાઇ ગુરૂ૦ ૫

ચેતન થઇને ચડે ઘાટપર, સુરતા શુન્યમાં ઠરે રેજી,
ગરીબદાસ ગુરૂ રેવાદામ ચરણે, સત વીરલાને જડે સંતો
ભાઇ. ગુરૂ૦ ૬

## ભજન ૨૬

વસ્તુ મારા સદગુરૂ હાટે મળે, સ તોરે ભાઇ ગુરૂવીના કેમ
પડેરેજી
નવ માસનો નરક ભોગવ્યો, દશમે દુ.ખથી દળેરેજી;
ગર્ભવાસમાં કોલ દીયો તો, ભુલ્યો તો ભટકી ને પડે
સ તોરે ભાઇ ગુરૂ૦ ૧

સદ્ગુરૂ મળે સત્ય જ્ઞાન બતાવે, વીવેક વીચારમા વળેરેજી;
ઉઘડે તાળુ થાય અજવાળુ, પરખો તો પારસ મણી જડે.
સ તોરે ભાઇ. ગુરૂ૦ ૨

પારેખ થઇને પરખી લેજો, હીરો હાથથી ગળેરેજી;
ખાંત કરીને ખોળી લેજો, રત્ન ચીતામણી મળે.
સ તોરે ભાઇ. ગુરૂ૦ ૩

ભવસાગરનો મોહજળ ભરીયો, તેને ઉપાય કકળેરેજી;
મોતી સરખું મહા પદારથ, મુરખ તેલમા તળે.
સ તોદે ભાઇ ગુરૂ૦ ૪

નેમ ધરમનાં નાવ ચલાવી ભવસાગરમાં ભળેરેજી,
ગરીબદાસ કહે સુણો મેરે સતો, ગુરૂ વચનેથી તરે
સ તોરે ભાઇ ગુરૂ. ૫

## ભજન ૧૭

હવે હાલ હજુરમાં ખડી, સતોરે ભાઇ ગુરૂ કર્મની ગમ
પડી રેજી.

સદગુરૂ મળ્યા સત્ય ભેદ બતાયા અગમની ગમજડી રેજી,
પણુ ભુવનમાં જાગીને જોયું, ગુરૂ ચરણુમાં પડી

સતોરે ભાઇ ગુરૂ. ૧

મુળ ભેદકા મરમ બતાયા, શુદ્ધિ બુદ્ધિ આવી ચડી રેજી,
આદ્ય અતર મધ્યમાં જોયુ, જાગ્રત માંથી લડી
સતોરે ભાઇ ગુરૂ ૨

હરઘડી સાથે ઉડે હવાયો, સુર સપાટે ચઢી રેજી,
ઓહ ભરતા સોહ છોડે, જ્ઞાન ગોળાથી ભરી,
સતોરે ભાઇ ગુરૂ ૩

પ્રેમ પ્યાલા પાયા સદગુરૂએ, સુરતા શુન્યમાં પડી રેજી,
શુન્ય મડળની શોભા સારી, ગગનમા નોબત ઘડી,
સંતોરે ભાઇ ગુરૂ ૪

ઇગલા પીગલા દોનું નાડી, વચમા સુશુમ ના વડી રેજી,
ગરીબ દાસ ગુરૂ રેવારામ ચરણે, અખંડ નાયક વરી;
સતોરે ભાઇ ગુરૂ. ૫

# ભજન ૧૮

ગુરૂ મળ્યા ગીરીધારી,સંતોરે ભાઇ ગુરૂ મળ્યા ગીરીધારી
રેજી

કામ ક્રોધની લકડી જલાવી દે, મોહ મુમતાને મારી રેજી,
મોહ મચકીના મોરચા ભાગો, આ અવસર જશો હારી
સતોરે ભાઇ ગુરૂ. ૧

તન મન ધન સદગુરૂજીને ચરણે, શુદ્ધિ બુદ્ધિ આપી સારીરેજી,
મુજાપર સદગુરૂ દયા કરી, જન્મ મરણુ દીધુ ટાળી
સતોરે ભાઇ. ગુરૂ૦ ૨

સાત ભોમને પદર દરવાજા, તેમાં લીલા તમારીરે જી.
ચૌદ લોકમા જોયુ વીચારી, ખેલ ખેલે નર નારી.
સતોરે ભાઇ ગુરૂ૦ ૩

સેજ સમાધીમાં સુરના એ જોયુ, જોઇ પદરમી બારીરેજી,
બારી બેસીને સરવે તપાસી, શોભા બની છે સારી
સંતોરે ભાઈ ગુરૂ૦ ૪

અણી અગરપર આસન રચીઓ, દીઠા ત્યાં દેવ મોરારીરેજી,
ગરીબદાસ ગુરૂ રેવારામ ચરણે, ગુરૂ વચનને બલીહારી
સતોરે ભાઇ. ગુરૂ૦ ૫

## ભજન ૧૯ ( પ્રભાતીઉ. )

સુર્ય ઉદય થયો તીમીરના નાશી ગયો,
પીંડ બ્રહ્માંડમાં જોત જાગી;
સરવે જન ઉઠીયા નીદ્રાથી છુટીયા,
તીન તે લોકમા રગ લાગી                    સુર્ય ટેક૦ ૧

વીપ્રવિદ્યા ભણે ખટકર્મ સંધ્યા કરે,
પીતૃતર્પણમાંહી ધ્યાન લાવી,
દાતાર દાન કરે પ્રેમ વધળાં બળે,
દયા દીલમાં પ્રેમ આવી.                    સુર્ય૦ ૨

પતિવૃતા નારીએ પીયુને પુજવા,
ધમ વીચારીને કામ કરવુ,
ક્ષત્રીય હોય તેને ખડગ સંભાળવુ,
ગાય વીપ્રતણી વારે ચઢાવુ.                    સુર્ય૦ ૩

ભકત હોય તેણે ભોગ મીથ્યા કરી,
તુંહી તારમાં નામ લેવુ;
યોગીયા હોય તેણે યોગ સભાળવા,
વસ્તી છોડી દઇ ન રહેવું                    સુર્ય૦ ૪

સાધુ હોય તેણે એક નામ સાધવુ,
જ્ઞાન વીચારીને કર્મ કરવુ;

પોતે પોતાતણા ધર્મ સંભાળવા,
વેદ ન ભેદમાં ઠીક ઠરવું. સુર્ય૦ ૫

જીનવર હોય તેને જીવ દયા પાળવી.
સાર સમજી તેનું સુખ લેવું,
રેવારામ કહે સૌ સૈના ધર્મમાં,
વીવેક વીચારથી એમ રહેવુ સુર્ય૦ ૬

## ભજન ૨૦ (પરભાતીઉં.)

ભક્ત થયો પણ ભેદ જાણ્યા વીના,
ખેદની વાતમાં જાય ડુબી,
મળ્યા વીના પારે આવે નહી,
કુડા કળીયુગની ખુબ ખુબી. ટેક. ૧

સસાર શુભ છે કર્મ અશુભ છે,
અહંકારથી કાળમાં જાય પુલી,
વાસનાથી વળગી રહયો ચક ચુરતુ થયો,
લક્ષ ચોરાશીમાં જાય ડુમી. ભકત. ૨

ભકિતના ભાવમાં કાંઇ સમજ્યો નહીં,
જીભે લેજા ખરા શીદ કાપે;
સાચને જુઠ એમ જોડા જોડી કહે,
તરખલાના તાપમાં શું તું તાપે ભકત. ૩

માન મુકા વિના સાન આવે નહી,
જ્ઞાન હે માળામાં હાડ ગાળે;
શુદ્ધ સમજ્યા વિના સદગુરૂ નહીં મળે,
તનના તાપ તો એજ ટાળે          ભકત ૪

સ્થાવર જંગમે સરખો શોભી રહયો,
જુગની વાડીમા સાખ તુંબી;
બણેરે વારામ જ્ઞાન વીજ્ઞાનમાં
જળહળ જોતમાં એજ લુંબી          ભકત ૫

## ચાર પ્યાલા (કુંડલીઓ.)

સત્સગ અમતા સાર છે, વળી વીવેક વીચાર,
ચાર પ્યાલા ચતુર નરના, તેથી સઉતર નાર,
તેથી સઉતર નાર, અમી દ્રવ્ય બન ફળે,
તુરત સુરતકા ધ્યાનહી, મોક્ષ તેનો તો મળે,
કથેસો હરીરામ, ગુરૂકૃપા દઢ ભારી,
સત્સગ સમતા સાર, લાવો વીવેક વીચારી



# મળવાનું ઠેકાણું.



બારોટ શીવરામ ડુંગરજી.

ભુલેશ્વર, ફીરંગીના દેવલ પછવાડે, હરગોવીંદ આણંદજી દેશાઇની વાડીમાં-મુંબઈ

મહારાજશ્રી અંબાલાલ દલસુખરામ

મુકામ-ચોટીયા

પોસ્ટ- ખેરાલુ જીલ્લા અમદાવાદ

બારોટ સોમેશ્વર અમથાજી.

મુકામ દેવડા

પોસ્ટ-કુકરવાડા તાલુકો-વિજાપુર

જીલ્લા-અમદાવાદ